

॥ શ્રી ॥

॥ શ્રી પાર્શ્વનાથાય નમઃ ॥

પંડિત શ્રી વીરવિજયજી કૃત—

# સ્નાત્ર પૂજા સાર્થ.

: તથા :

## શત્રુંજયની નવાણુ યાત્રાની વિધિ

—:તથા:—

શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વર કૃત—

## શ્રી શાન્તિનાથજીનો કળશ.

તથા

## શ્રી રત્નાકર પચ્ચીશી

મૂળ, પદ્યઅનુવાદ તથા અર્થ સાથે.

—:તથા:—

સામાયિકની અને ચૈત્યવંદનની વિધિ, તથા તેમાં આવતાં સૂત્રો, આરતીઓ, માર્ગાનુસારીના બોલ અને છંદો વિગેરે.

કિં. રૂ. ૦-૮-૦



આ ચોપડી " શ્રી જૈન એડવોકેટ " પ્રીન્ટીંગ પ્રેસમાં વાડીલાલ બાપુલાલ શાહે છાપી. ઠે ઘીકાંટા જેશીંગભાઈની વાડીમાં
અમદાવાદ,

આવૃત્તિ ૨ જી.

પ્રત: ૧૦૦૦] સને ૧૯૨૫, સં૦ ૧૯૮૧,



॥ શ્રી. ॥

॥ શ્રી પાર્શ્વનાથાય નમઃ ॥

પંડિત શ્રી વીરવિજયજી કૃત—

# સ્નાત્ર પૂજા સાર્થ.

: તથા :

## શત્રુંજયની નવાણુ યાત્રાની વિધિ

—:તથા:—

શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વર કૃત—

## શ્રી શાન્તિનાથજીનો કળશ.

તથા

## શ્રી રત્નાકર પચ્ચીશી.

મૂળ, પદ્યઅનુવાદ તથા અર્થ સાથે.

—:તથા:—

સામાયિકની અને ચૈત્યવંદનની વિધિ, તથા તેમાં આવતાં સૂત્રો, આરતીઓ, માર્ગાનુસારીના બોલ અને છંદો વિગેરે.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શાહ. સાંકળચંદ કાલીદાસ

ઠે. કાળુસીની પોળ–અમદાવાદ.

કિં. રૂા. ૦-૮-૦

# અનુક્રમણિકા.



## —:ક્ષમાપના:—

આ ચોપડી દૃષ્ટિ દોષથી તથા પ્રેસના દોષથી તથા અજાણપણાથી જે કોઈ ભુલચૂક રહ હોય તે સુજ્ઞ પુરૂષો સુધારીને વાંચશો.

॥ શ્રી પંચપરમેષ્ઠિભ્યો નમઃ ॥

॥ શ્રી વીરપરમાત્મને નમઃ ॥ શ્રી ગૌતમાય નમઃ ॥

॥ શ્રી ॥

# પંડિત શ્રીવીરવિજયજી કૃત
# સ્નાત્ર પૂજા.

---

## અર્થ વિધિ સહિત.

પ્રથમ કળશ લઇ ઉભા રહેવું—

॥ કાવ્યં ॥ દ્રુતવિલંબિત વૃત્તમ્ ॥

સરસ શાંતિ સુધારસ સાગરં,
શુચિતરં ગુણ રત્ન મહાગરં;
ભવિક પંકજ બોધ દિવાકરં,
પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરં. (૧)

॥ અર્થ ॥ શાન્ત સુધારસના સમુદ્ર અતિ પવિત્ર ગુણરૂપ રત્નના ભંડાર અને ભવ્ય પ્રાણીઓરૂપી–કમલોને ઉલ્લસિત કરવામાં સૂર્ય સમાન એવા શ્રી જિનેશ્વર ભગવંતને હું નિરંતર નમસ્કાર કરૂં છું.

અહીં પખાલ કરવો—

॥ દોહા ॥

કુસુમાભરણ ઉતારીને પડિમા ધરીય વિવેક,
મજ્જનપીઠે થાપીને, કરીયે જળઅભિષેક, (२)

॥ અર્થ ॥ ભગવંતના શરીર ઉપરથી આભુષણ તથા વાશી ફુલ ઉતારીને વિનયપૂર્વક ભગવંતને હાથમાં ધારણ કરી સ્નાત્ર પીઠ ઉપર પધરાવવા અને પછી જળવડે પખાલ કરવો.

કુસુમાંજલિની થાળી લઇ ઉભા રહેવું—

॥ આર્યાગીતિ ॥

જિણ જમ્મ સમય મેરૂ, સિહરં રયણ કણય કલસેહિં
દેવા સુરહિ ણ્હવિઉ, તે ધન્ના જેહિં દિટ્ઠોસિ. (૩)

॥ અર્થ ॥ જિનેશ્વર ભગવંતના જન્મ સમયે મેરૂ પર્વતના શીખર ઉપર દેવોએ રત્નના અને સુવર્ણના કલશોવડે જે પ્રભુનો અભિષેક ( પખાલ ) કર્યો છે. એવા પ્રભુનું દર્શન કરનારાઓને ધન્ય છે.

પ્રભુના જમણા અંગુઠે કુસુમાંજલિ મુકવી—

॥ કુસુમાંજલિ ઢાળ ॥

નિર્મળ જળ કલશે ન્હવરાવે, વસ્ત્ર અમુલક અંગ ધરાવે,
કુસુમાંજલિ મેલો આદિ જીણંદા, સિદ્ધ સ્વરૂપી અંગ
પખાલી, આતમ નિર્મળ હુઇ સુકુમાળી. કુ૦ (૪)

॥ અર્થ ॥ નિર્મળ જળના કલશોવડે અભિષેક કરી અમૂલ્ય અંગલૂહણું કરી કુસુમાંજલિ મુકવી. સિદ્ધસ્વરૂપ ભગવંતનો અભિષેક કરવાથી આપણો આત્મા નિર્મળ ( પાપરહિત ) થાય છે અને શરીર સુકુમાળ થાય છે. (૪)

॥ આર્યા ગીતિ ॥

મચકુંદ ચંપ માલઈ, કમલાઇં પુપ્ફપંચવણ્ણાઈ.
જગ નાહ ન્હવણ સમયે, દેવા કુસુમાંજલિ દિંતી. (૫)
નમોર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્ય:

॥ અર્થ ॥ મચકુંદ (બકુલ) ચંપો, માલતી, કમળ વિગેરે પાંચ પ્રકારના પુષ્પો જિનેશ્વર ભગવંતના અભિષેક વખતે દેવો ચઢાવે છે. તેને કુસુમાંજલિ કહેવાય છે.

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુઓને નમસ્કાર કરૂં છું.

॥ કુસુમાંજલિ ઢાળ ॥

રયણ સિંહાસન જિન થાપીજે, કુસુમાંજલિ
પ્રભુ ચરણે દીજે, કુસુમાંજલિ મેલો શાંતિ જીણંદા. (૬)

॥ અર્થ ॥ પછી રત્નના સિંહાસન ઉપર જિનેશ્વર ભગવંતની પ્રતિમાને સ્થાપન કરી જગતમાં જયવંતા એવા શ્રી શાંતિજીનના જમણા અંગુઠા ઉપર કુસુમાંજલિ મુકવી.

॥ દોહા ॥

જિણ તિહું કાલય સિદ્ધની, પડિમા ગુણ ભંડાર,
તસુ ચરણે કુસુમાંજલિ, ભવિક દુરિત હરનાર. (૭)
નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્ય:

॥ અર્થ ॥ ત્રણ કાળમાં સિદ્ધ એવા જિનેશ્વર ભગવંતની પ્રતિમા ગુણનો ભંડાર છે, અને તે પરમાત્માના ચરણકમળમાં કુસુમાંજલિ મુકવાથી ભવી પ્રાણીઓના પાપ દુર થાય છે. પછી નમોઽર્હત.

## ॥ કુસુમાંજલિ ઢાળ ॥

કૃષ્ણાગરૂ વર ધૂપ ધરીજે, સુગંધકર કુસુમાંજલિ દીજે,
કુસુમાંજલિ મેલો નેમિ જીણંદા. (૮)

॥ અર્થ ॥ ઉત્તમ કૃષ્ણાગરૂ ધૂપ હાથમાં ધારણ કરી હસ્તને સુગંધિત કરી જગતમાં જયવંતા એવા શ્રી નેમિજીન પ્રભુજીના ચરણકમલમાં કુસુમાંજલિ મૂકવી.

## ॥ ગાથા આર્યા ગીતિ ॥

જસુ પરિમલ બલ દહદિસિં, મહુકર ઝંકાર સદ્દસંગીયા
જિણચલણોવરિ મુક્કા, સુરનર કુસુમાંજલિ સિદ્ધા. (૯)
નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ

॥ અર્થ ॥ જેની સુગંધથી દસે દિશાના ભ્રમરો ગુંજારવ કરતા ભેગા થાય છે. એવી જિનેશ્વર ભગવાનના ચરણ ઉપર મુકેલી કુસુમાંજલિ દેવતાઓને અને મનુષ્યને સિદ્ધિગતિ આપે છે.
॥ પછી નમોઽર્હત્ ॥

## ॥ કુસુમાંજલિ ઢાળ ॥

પાસ જિણેસર જગ જયકારી, જલ થલ ફુલ ઉદક કર
ધારી, કુસુમાંજલિ મેલો પાર્શ્વ જિણંદા. (૧૦)

॥ અર્થ ॥ ત્યાર પછી ઉત્તમ એવા જલનાં તથા સ્થળનાં ફુલ અને જળ લઇને જગતમાં જયવંતા એવા પાર્શ્વનાથ ભગવંતના ચરણ ઉપર કુસુમાંજલિ મુકવી.

## ॥ દોહા ॥

મૂકે કુસુમાંજલિ સુરા, વીર ચરણ સુકુમાલ,
તે કુસુમાંજલિ ભવિકનાં, પાપ હરે ત્રણ કાળ. (૧૧)

નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ

॥ અર્થ ॥ દેવતાઓ પણ જે કુસુમાંજલિ શ્રીવીરપ્રભુના સુકુમાળ ચરણે મુકે છે તે કુસુમાંજલિ મુકવાથી ભવી પ્રાણીઓના ત્રણે કાળનાં પાપ દુર થાય છે. ॥ પછી નમોઽર્હત્ ॥

## ॥ કુસુમાંજલિ ઢાળ ॥

વિવિધ કુસુમ વરજાતિ ગહેવી, જિન ચરણે પણમંત ઠવેવી, કુસુમાંજલિ મેલો વીર જિણંદા. (૧૨)

॥ અર્થ ॥ ઉત્તમ પ્રકારના વિવ વિધ જાતિનાં પુષ્પો લઈને જગતમાં જયવંતા એવા વીર જિનેશ્વર ભગવંતના ચરણકમળમાં નમસ્કાર કરી કુસુમાંજલિ મુકવી.

## ॥ વસ્તુ છંદ. ॥

ન્હવણ કાળે ન્હવણ કાળે, દેવદાણવ સમુચ્ચિય.
કુસુમાંજલિ તહિ સંઠવિય, પસરંત દિસિ પરિમલ સુગંધિય; જિણ પયકમલે નિવડેઇ, વિગ્ઘહર જસ નામ મંતો.
અનંત ચઉવીસ જિન વાસવ મલિય અસેસ, સા કુસુમાંજલિ સુહકરો, ચઉવિહ સંઘ વિસેસ, કુસુમાંજલિ મેલો ચઉવીસ જિણંદા. (૧૩)

નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ

॥ અર્થ ॥ જિનેશ્વર ભગવંતના જન્માભિષેક વખતે દેવ અને દાનવો એકઠા થઇ જેની સુગંધ દશે દિશામાં પ્રસરી રહેલી છે એવી કુસુમાંજલિ, જેનું નામ પણ વિઘ્નનો નાશ કરે છે એવી અનંત ચોવીશીઓના ચરણકમળમાં, મુકે છે. તે કુસુમાંજલિ ચતુર્વિધ સંઘનું કલ્યાણ કરો. એમ કહી જગતમાં જયવંતા એવા ચોવીસ

જીનેશ્વરના ચરણકમળ ઉપર કુસુમાંજલિ મુકવી. ॥ નમોઽર્હત્૦ ॥-
અનંત ચઉવીસી જિનજી જુહારૂં,વર્તમાન ચઉવીસી સંભારૂ,
કુસુમાંજલિ મેલો ચોવીસ જીણંદા. (૧૪)

॥ અર્થ ॥ જિનેશ્વર ભગવંતની અનંતી ચોવીશીઓને નમસ્કાર કરૂં છું અને પછી વર્તમાન ચોવીશીનું સ્મરણ કરૂં છું એમ કહી ચોવીશ પ્રભુના નામથી કુસુમાંજલિ મુકવી.

## ॥ દોહા ॥

મહાવિદેહે સંપ્રતિ, વિહરમાન જિન વીશ,
ભક્તિ ભરે તે પૂજિયા, કરો સંઘ સુજગીશ. (૧૫)

નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્ય:

॥ અર્થ ॥ મહાવિદેહ ક્ષેત્રમાં હાલ વિચરતા વીશ વિહરમાન ભગવંતની પૂર્ણ ભક્તિથી મેં પૂજા કરેલી છે એવા તે ભગવંત ચતુર્વિધ સંઘને કલ્યાણ કરનારા થાઓ. પછી નમોઽર્હત્.

## ॥ કુસુમાંજલિ ઢાળ ॥

અપછર મંડલિ ગીત ઉચ્ચારા,શ્રીશુભવીર વિજય જયકારા
કુસુમાંજલિ મેલો સર્વ જિણંદા. (૧૬)

## ઇતિ શ્રી કુસુમાંજલય:

॥અર્થ॥ જેની આગળ અપ્સરાઓ ગાનતાન કરી રહેલીછે. એવા શુભ નામવાળા વિજયવંત શ્રીવીરપ્રભુ [1] આદિ જય કરનારા એવા સર્વ તીર્થંકરોના ચરણકમળ ઉપર કુસુમાંજલિ મુકવી.

**પછી સ્નાત્રીયા ચૈત્યવંદન કરે તેની વિધિ નીચે પ્રમાણે:-**

૧ આમાં કર્ત્તા શુભવિજયશિષ્ય વીરવીજયજીએ સ્વનામ પણ સુચવ્યું છે.

## ॥ ચૈત્યવંદન વિધિ ॥

ત્રણ ખમાસમણ દઇ ડાબો ઢીંચણ ઉભો રાખી જમણો ઢીંચણ ભોંયે સ્થાપી બે હાથ જોડી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં ઇચ્છં એમ કહી જગચિંતામણીનું ચૈત્યવંદન કહેવું. પછી જંકિંચિ કહી બે હાથ જોડી નાસિકા સુધી ઉંચાં રાખી નમુત્થુણં કહી જાવંતિ ચેઇઆઈ કહેવું. પછી એક ખમાસમણ દઇ જાવંત કેવિસાહુ કહી નમોઽર્હત્ કહેવું. પછી ઉવસગ્ગહરં (સ્તવન) કહી પછી બે હાથ લલાટ સુધી ઉંચાં રાખી જયવીયરાય કહેવા. તેમાં આભવમખંડા કહ્યા પછી હાથ નીચા ઉતારી નાસિકા સુધી રાખવા. ( સ્નાત્રની અંદર અહીં સુધી ચૈત્યવંદન કરવું ) પછી ઉભા થઇ અરિહંત ચેઇઆણં, અન્નત્થ ઉસસિએણં કહી એક નવકારનો કાઉસગ્ગ કરી પારી નમોર્હત્ કહી થોય કહેવી.

ઉપર કહ્યા પ્રમાણે સ્નાત્રમાં જયવીયરાય સુધી ચૈત્યવંદન કરવું. હવે તે ચૈત્યવંદન વિધિમાં આવતાં સૂત્રો અનુક્રમે લખીએ છીએઃ—

ઇચ્છામિ ખમાસમણો ! વંદિઉં જાવણિજ્જાએ, નિસીહિઆએ મત્થએણ વંદામિ. ઇચ્છામિ ખમાસમણો. વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ, મત્થએણ વંદામિ. ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ, મત્થએણ વંદામિ.

એમ ત્રણ ખમાસમણ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં ઇચ્છં એમ કહી,

## જગચિંતામણી ચૈત્યવંદન.

જગચિંતામણી જગનાહ, જગગુરૂ જગરખ્ખણ; જગબંધવ જગસથ્થવાહ, જગભાવવિઅખ્ખણ ॥ અઠ્ઠાવય સંઠવિઅ, રૂવ કમ્મઠ્ઠ વિણાસણ ॥ ચઉવીસંપિ જિણવર, જયંતુ અપ્પડિહય સાસણ ॥૧॥ કમ્મભૂમીહિં કમ્મભૂમીહિં પઢમ સંઘયણી, ઉક્કોસય સત્તરિસય, જિણવરાણ વિહરંત લબ્ભઇ, નવકોડીહિં કેવલીણ, કોડિસહસ્સનવ સાહુ ગમ્મઇ, સંપઇ જિણવર વીસ મુણિ બિહું કોડીહિં વરનાણ સમણહ કોડિ સહસ્સ દુઅ થુણિજજઇ નિચ્ચ વિહાણી ॥ ૨ ॥ જયઉ સામિય જયઉ સામિય રિસહ સત્તુંજિ ઉજ્જિંત-પહુ નેમિજિણ, જયઉ વીર સચ્ચઉરિમંડણ ભરૂઅચ્છહિં મુણિસુવ્વય, મુહરિ પાસ દુહદુરિઅ-ખંડણ, અવર વિદેહિં તિથ્થયરા ચિહું દિસિ વિદિસિ જિં કેવિ તિઆણાગય-સંપઇઅ, વંદુ જીણ સવ્વેવિ ॥ ૩ ॥ સત્તાણવઇ સહસ્સા, લખ્ખા છપ્પન્ન અઠ્ઠ કોડીઓ બત્તિસય બાસિઆઇં તિઅલોએ ચેઈએ વંદે ॥૪॥ પનરસ કોડિસયાઇં, કોડિબાયલલખ્ખઅડવન્ના; છત્તીસસહસ્સ ( અસિઈં ) અસિઆઇં, સાસય બિંબાઈં પણમામિ ॥ ૫ ॥

## જંકિંચિ સૂત્ર.

જંકિંચિ નામતિથ્થં, સગ્ગે પાયાલિ માણુસે લોએ, જાઇં જિણબિંબાઈં, તાઇં સવ્વાઇં વંદામિ.

પછી બે હાથ જોડી—

## નમુત્થુણં—

નમુથ્થુણં અરિહંતાણં, ભગવંતાણં ॥૧॥ આઇગરાણં,

તિથ્થયરાણં સયંસંબુદ્ધાણં;॥૨॥પુરિસુત્તમાણં,પુરિસસીહાણં, પુરિસવરપુંડરીઆણં, પુરિસવરગંધહથ્થીણં ॥૩॥ લોગુત્તમાણં, લોગનાહાણં લોગહિઆણં, લોગપઇવાણં લોગપજ્જોઅગરાણં ॥ ૪ ॥ અભયદયાણં ચખ્ખુદયાણં, મગ્ગદયાણં, સરણદયાણં, બોહિદયાણં, ॥૫॥ ધમ્મદયાણં, ધમ્મદેસિયાણં, ધમ્મનાયગાણં. ધમ્મસારહીણં, ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં ॥ ૬ ॥ અપ્પડિહયવરનાણ, દંસણધરાણં, વિઅટ્ટછઉમાણં ॥ ૭ ॥ જિણાણં જાવયાણં, તિન્નાણં તારયાણં, બુદ્ધાણં બોહયાણં, મુત્તાણં મોઅગાણં. ॥૮॥ સવ્વન્નૂણં, સવ્વદરિસીણં, સિવ-મયલ-મરૂઅ-મણંત-મખ્ખય-મવ્વાબાહ-મપુણ રાવિત્તિ-સિદ્ધિગઈ-નામધેયં, ઠાણં સંપત્તાણં, નમો જિણાણં જિઅભયાણં ॥૯॥ જે અ અઇઆ સિદ્ધા જે અ ભવિસ્સંતિણાગયે કાલે; સંપઇ અ વટ્ટમાણા, સવ્વે તિવિહેણ વંદામિ ૧૦

જાવંત ચેઇઆઇં.

જાવંતિ ચેઇઆઇ, ઉડ્ઢેય અહેઅ તિરિય લોએ અ,
સવ્વાઇં તાઇં વંદે, ઇહ સંતો તત્થ સંતાઇ.

ઇચ્છામિ ખમાસમણો.

ઇચ્છામિ ખમાસમણો, વંદિઉં જાવણિજ્જાએ,
નિસીહિઆએ, મત્થએણ વંદામિ.

જાવંત કેવિ સાહૂ.

જાવંત કેવિ સાહૂ, ભરહેરવય મહાવિદેહે અ,
સવ્વેસિં તેસિં પણઓ તિવિહેણ તિદંડવિરયાણં.

નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્ય:

## ઉવસગ્ગહરં.

ઉવસગ્ગહરં પાસં, પાસં વંદામિ કમ્મઘણમુક્કં,
વિસહર-વિસનિન્નાસં, મંગલ કલ્લાણ આવાસં. ૧
વિસહર ફુલિંગમંતં, કંઠે ધારેઈ જો સયા મણુઓ;
તસ્સ ગહ રોગ મારી, દુટ્ઠ જરા જંતિ ઉવસામં. ૨
ચિટ્ઠઉ દૂરે મંતો, તુજ્ઝ પણામોવિ બહુફલો હોઇ,
નરતિરિએસુ વિ જીવા, પાવંતિ ન દુક્ખદોગચ્ચં. ૩
તુહ સમ્મત્તે લદ્ધે, ચિંતામણિકપ્પપાયવબ્ભહિએ,
પાવંતિ અવિગ્ઘેણં, જીવા અયરામરં ઠાણં ૪
ઈઅ સંથુઓ મહાયસ, ભત્તિબ્ભરનિબ્ભરેણ હિયએણ,
તા દેવ દિજ્જ બોહિં, ભવે ભવે પાસ જીણચંદ ૫

પછી લલાટ સુધી હાથ જોડી.

## જય વીયરાય.

જય વીયરાય જગ ગુરૂ, હોઉ મમં તુહ પભાવઓ ભયવં,
ભવ નિવ્વેઓ મગ્ગા-ણુસારિયા ઇટ્ઠફલ સિદ્ધિ. ૧
લોગ વિરૂદ્ધચ્ચાઓ ગુરૂજણપૂઆ પરથ્થકરણં ચ.
સુહગુરૂજોગો તવ્વયણ-સેવણા આભવમખંડા. ૨

( હાથ નીચા ઉતારી નાસિકા સુધી રાખવા. )

વારિજ્જઈ જઇવિ નિયાણ-બંધણં વીયરાય તુહ સમએ,
તહવિ મમ હુજ્જ સેવા, ભવે ભવે તુમ્હ ચલણાણં. ૩
દુક્ખખ્ખઓ કમ્મખ્ખઓ,સમાહિ મરણં ચ બોહિલાભો અ
સંપજ્જઉ મહ એઅં, તુહ નાહ પણામકરણેણં, ૪
સર્વમંગલમાંગલ્યં, સર્વકલ્યાણકારણમ્,
પ્રધાનં સર્વધર્માણાં, જૈનં જયતિ શાસનમ્. ૫

પછી સ્નાત્રીઆઓએ હાથ ધૂપી હાથમાં કળશ લઇ મુખ-કોશ બાંધી ઉભા રહેવું.

॥ અથ કળશ દોહા ॥

સયલ જિણેસર પાય નમિ, કલ્યાણક વિધિ તાસ;
વર્ણવતાં સુણતાં થકાં સંઘની પૂગે આશ. (૧)

॥ અર્થ ॥ સર્વ જિનેશ્વર ભગવંતના ચરણકમળમાં નમસ્કાર કરી તે ભગવંતના કલ્યાણકની વિધિ હું કહું છું. તે કલ્યાણકની વિધિનું વર્ણન કરતાં અને સાંભળતાં સમગ્ર સંઘની ઇચ્છા સફળ થાય છે.

॥ ઢાળ ॥

॥ એકદિન અચિરા હુલરાવતી. એ દેશી૦ ॥

સમકિત ગુણઠાણે પરિણમ્યા, વળી વ્રત ધર સંયમ સુખ રમ્યા,
વીશસ્થાનક વિધિયે તપ કરી, એસી ભાવદયા દીલમાં ધરી. ૧
જો હોવે મુજ શક્તિ ઇસી, સવિ જીવ કરૂં શાસન રસી,
શુચિ રસ ઢલતે તિહાં બાંધતાં, તીર્થંકર નામ નિકાચતાં. ૨
સરાગથી સંયમ આચરી, વચમાં એક દેવનો ભવ કરી,
ચવી પન્નર ક્ષેત્રે અવતરે, મધ્ય ખંડે પણ રાજવી કુલે. ૩
પટરાણી કુખે ગુણનિલો, જેમ માનસરોવર હંસલો,
સુખશય્યાએ રજની શેષે, ઉતરતાં ચઉદ સુપન દેખે. ૪

॥ અર્થ ॥ તીર્થંકર ભગવંતે પ્રથમ પૂર્વ ભવમાં સમ્યક્ત્વ પ્રાપ્ત કરી અનુક્રમે ચારિત્રને અંગીકાર કરી વિધિપૂર્વક વીશ સ્થાનક તપનું આરાધન કર્યું અને આ પ્રમાણે મનમાં ભાવ દયાને ધારણ કરતા હતા. "જો મારી શક્તિ હોય તો મારે સર્વ જીવોને વીતરાગના શાસનના ધર્મમાં જોડવા." આ પ્રમાણે નિરંતર નિ-

મંળ ભાવના ભાવતાં તીર્થંકર નામ કર્મ નિકાચિત કર્યું. એમ સરાગે સંયમને ગ્રહણ કરી આયુષ્ય પૂર્ણ કરી વચમાં એક દેવનો ભવ કરે છે. તે દેવના ભવમાંથી ચવીને પંદર કર્મભૂમિક્ષેત્રમાંથી મધ્ય-ખંડના કોઇ પણ ક્ષેત્રને વિશે ઉચ્ચકુલવાળા ક્ષત્રિયકુળમાં રાજાની પટરાણીની કુક્ષિમાં ગુણવંત પ્રભુ ગર્ભપણે ઉત્પન્ન થાય છે. તે જેમ માનસરોવરમાં હંસ શોભે તેવા શોભે છે. જે વખતે તીર્થંકર ભગવંત માતાની કુક્ષિમાં ગર્ભપણે ઉત્પન્ન થાય છે તે રાત્રિયે સુખશય્યામાં સુતેલા તે માતાજી આવા પ્રકારનાં ચૌદ સ્વપ્નને જુએ છે.

## ॥ ઢાળ સ્વપ્નની ॥

પહેલે ગજવર દીઠો, બીજે વૃષભ પઈઠો, ત્રીજે કેસરિસિંહ, ચોથે લક્ષ્મી અબિહ. (૧) પાંચમે ફુલની માળા, છઠે ચંદ્ર વિશાલા; રવિ રાતો ધ્વજ મોટો, પૂરણ કળશ નહિ છોટો. (૨) દશમે પદ્મ સરોવર, અગીયારમે રત્નાકર; ભુવન વિમાન રત્નગંજી, અગ્નિશિખા ધૂમ વર્જી. (૩) સ્વપ્ન-લઈ જઇ રાયને ભાસે, રાજા અર્થ પ્રકાશે; પુત્ર તીર્થંકર ત્રિભુવન નમશે, સકળ મનોરથ ફળશે. (૪)

॥ અર્થ ॥ તે ચૌદ સ્વપ્નમાં પહેલો હાથી દીઠો, બીજો વૃષભ, ત્રીજો કેસરિ સિંહ, ચોથામાં શ્રીદેવી, પાંચમે ફુલની માળા, છઠે ચંદ્ર, સાતમે સૂર્ય, આઠમે ધ્વજ, નવમે પૂર્ણકળશ, દશમે પદ્મસરોવર, અગીઆરમે ક્ષીરસમુદ્ર, બારમે વિમાન, તેરમે રત્ન રાશિ. ચઉદમે નિર્ધૂમ અગ્નિશિખા. આવા પ્રકારના ઉત્તમ સ્વપ્નો દેખી માતાજી જાગીને રાજાજીની પાસે જઇને વિનયપૂર્વક સ્વપ્નની વાત કહે છે રાજા પણ સ્વપ્નને બરાબર સાંભળી તેનો વિચાર કરી તે સ્વપ્નનું ફલ આ પ્રમાણે કહે છે. હે દેવાનુપ્રિયે ! તારે

ત્રણ ભુવનનો સ્વામી તીર્થંકર પુત્ર થશે કે જેના ચરણારવિન્દમા સુરાસુરાના ટોળાઓ નમસ્કાર કરશે અને સકળ સંઘની મનોવાંચ્છા પૂર્ણ થશે.

॥ વસ્તુ છંદ ॥

અવધિનાણે અવધિનાણે, ઉપના જિનરાજ,
જગત જસ પરમાણુઆ, વિસ્તર્યા વિશ્વજંતુ સુખકાર;
મિથ્યાત્વતારા નિર્બલા, ધર્મ ઉદય પરભાત સુંદર.
માતા પણ આણંદિયાં, જાગતી ધર્મ વિધાન,
જાણંતી જગતિલક સમો, હોશે પુત્ર પ્રધાન. ॥૧॥

॥ અર્થ ॥ જે વખતે ભગવંત ગર્ભમાં ઉત્પન્ન થાય છે ત્યારથીજ મતિ, શ્રુત અને અવધિજ્ઞાનના ધણી હોય છે. અને તે વખતે સમગ્ર જીવો શાંતિ પામે છે.જેમ સૂર્યના ઉદયથી તારાઓનું તેજ ચાલી જાય છે તેવીજ રીતે સૂર્ય સમાન દેવાધિદેવ તીર્થકર ભગવંતના ઉદયથી મિથ્યાત્વરૂપી તારાઓનો નાશ થાય છે. આવા ઉત્તમ તીર્થંકરરૂપી પુત્રના ગર્ભને ધારણ કરનારી માતા “ મારો પુત્ર ત્રણ જગતમાં તિલક સમાન થશે ” એમ જાણી મનમાં અત્યંત આનંદ પામી શેષ રાત્રીમાં ધર્મક્રિયા કરે છે.

॥ દોહા ॥

શુભ લગ્ને જિન જમ્મીયા,નારકીમાં સુખજયોત;
સુખ પામ્યા ત્રિભુવન જના, હુઓ જગત ઉદ્યોત.

॥ અર્થ ॥ અનુક્રમે પોતાનો યોગ્ય ગર્ભકાળ પરિપૂર્ણ થએ છતે દેવાધિદેવ તીર્થંકર ભગવંતનો શુભ અવસરે જન્મ થાય છે. આ વખતે નારકીના જીવો પણ ક્ષણભર શાંતિ સુખ ભોગવે છે. ત્રણ ભુવનના સઘળા જીવો અત્યંત સુખ પામે છે અને ત્રણ જગતમાં ઉદ્યોત થઇ રહે છે.

અહીં પંખો, ચામર, દર્પણ ધરવું તથા રાખડી જમણે અંગુઠે મુકવી:—

॥ ઢાળ ॥

॥ કડખાની દેશી ॥

સાંભળો કળશ જિન, મહોત્સવનો ઇહાં, છપ્પન કુમરી. દિશી વિદિશી આવે તીહાં, માય સુત નમિય આણંદ અધિકો ધરે, અષ્ટ સંવર્ત્ત વાયુથી કચરો હરે ॥ ૧ ॥ વૃષ્ટિ ગંધોદકે, અષ્ટ કુમરી કરે, અષ્ટ કળશા ભરી, અષ્ટ દર્પણ ધરે, અષ્ટ ચામર ધરે, અષ્ટ પંખા લહી; ચાર રક્ષા કરી, ચાર દીપક ગ્રહી ॥ ૨ ॥ ઘર કરી કેળના, માય-સુત લાવતી, કરણ શુચિકર્મ જળ કળશે ન્હવરાવતી, કુસુમ પૂજી અલંકાર પેહેરાવતી, રાખડી બાંધી જઇ શયન પધરાવતી ॥૩॥ નમિય કહે માય તુજ, બાળ-લીલાવતી, મેરૂ રવિ ચંદ્ર લગે, જીવજો જગપતિ; સ્વામી ગુણ ગાવતી, નીજ ઘરે જાવતી, તેણે સમે ઇંદ્ર સિંહાસન કંપતી. ॥ ૪ ॥

॥ અર્થ ॥ જે વખતે દેવાધિદેવ અરિહંત પરમાત્માનો જન્મ થાય છે ત્યારે દરેક દિશાઓમાંથી પોતાને યોગ્ય ક્રિયા કરવા માટે છપ્પન દિશિ કુમારીઓ ત્યાં આવે છે. ત્યાં આવી ભગવંતને અને તેમની માતાજીને નમસ્કાર કરી અત્યંત આનંદ પૂર્વક નીચેના કામો કરે છે. આઠ દિશિકુમારિકાઓ સંવર્ત્ત વાયુવડે ચાર દિશામાં એકેક યોજનનો સઘળો કચરો દૂર કરે છે. ત્યાર પછી આઠ કુમા-રિકાઓ સુગંધી જળની વૃષ્ટિ કરે છે. આઠ કુમારિકાઓ હાથમાં પૂર્ણ કળશને ધારણ કરીને ઉભી રહે છે. આઠ કુમારિકાઓ દર્પણ

ધરે છે. આઠ કુમારિકાઓ ચામર વીંજે છે. આઠ કુમારિકાઓ પંખા હાથમાં લઇને પવન નાંખે છે. ચાર કુમારિકાઓ હાથમાં રાખડી લઇને ઊભી રહે છે. અને .ચાર કુમારીકાઓ દીપકને ગ્રહણ કરે છે. ત્યાં ઉત્તમ પ્રકારના કેળના પાંદડાઓનું સૂતિગ્રહ બનાવી તેની અંદર પુત્ર અને માતાજીને લાવે છે. અને કલશો વડે સ્નાન કરાવે છે, પછી પુષ્પ વડે પૂજા કરી આભૂષણ પહેરાવે છે. પછી હાથે રાખડી બાંધી પલ્યંકમાં પધરાવે છે. આ પ્રમાણે પોતાને લાયક ક્રિયાઓ કરી માતા તથા પુત્રને નમસ્કાર કરી આ પ્રમાણે કહે છે:—હે દેવાધિદેવ, આ જગત જીવોના હિત માટે યાવચ્ચંદ્રદિવાકરૌ સુધી આપ જીવજો. આ પ્રમાણે પ્રભુના ગુણ ગાતી ગાતી પોતપોતાના સ્થાનકે જાય છે આવા અવસરે સૌધર્મ દેવલોકમાં ઇંદ્રનું સિંહાસન ચલાયમાન થાય છે.

॥ ઢાળ ॥

॥ એકવીશાની દેશી ॥

જિન જન્મ્યાજી, જિણ વેળા જનની ઘરે, તિણ વેળાજી,
ઇંદ્ર સિંહાસન થરહરે, દાહિણોત્તરજી, જેતા જિન જનમે
યદા, દિશિનાયકજી, સોહમ ઇશાન બેહું તદા ॥ ૧ ॥

॥ અર્થ ॥ જે જે વખતે તીર્થંકર ભગવંતનો જન્મ થાય છે તે વખતે સૌધર્મ અને ઇશાન દેવલોકના દક્ષિણ ઉત્તરના ઇંદ્રોના સિંહાસન કંપે છે.

॥ ત્રુટક ॥

તદા ચિંતે ઇંદ્ર મનમાં, કોણ અવસર એ બન્યો,
જિન જન્મ અવધિનાણે જાણી, હર્ષ આનંદ ઉપન્યો.

સુઘોષઆદે ઘંટનાદે, ઘોષણા સુરમેં કરે,
સવિ દેવી દેવા જન્મ મહોત્સવે આવજો સુરગિરિવરે. ॥૨॥

અહીં ઘંટ વગાડવો—

॥ અર્થ ॥ આમ અકસ્માત્ સિંહાસન કંપવાનું કારણ ઇંદ્રમહારાજ અવધિજ્ઞાન વડે જુએ છે તો તીર્થંકર ભગવંતનો જન્મ થયેલો જાણી અત્યંત આનંદ પામે છે અને તરતજ હરિણગમેષી નામના દેવતા પાસે સુઘોષા નામનો ઘંટ વગડાવે છે અને બધા દેવોને ખબર આપે છે કે હે દેવો મહાનુભાવ તીર્થંકર ભગવંતનો જન્મ થએલો છે. માટે સર્વ દેવો જન્મોત્સવ કરવા મેરૂ પર્વત ઉપર આવજો.

॥ ઢાળ ॥ પૂર્વલી ॥

એમ સાંભળીજી, સુરવર કોડી આવી મળે, જન્મોત્સવજી,
કરવા મેરૂ ઉપર ચલે, સોહમપતિજી, બહુ પરિવારે
આવીયા, માય જિનનેજી, વાંદી પ્રભુને વધાવિયા. ॥૩॥

॥ અર્થ ॥ આ પ્રમાણે તીર્થંકર ભગવાનના જન્મની ખબર પડતાની સાથે ક્રોડો દેવો એકઠા થાય છે અને ભગવંતનો જન્મોત્સવ કરવા માટે મેરૂ પર્વત ઉપર જાય છે. ઘણા પરિવારથી પરિવરેલા સૌધર્મઇંદ્ર દેવલોકમાંથી ભૂમિતલ ઉપર આવી જે ઠેકાણે તીર્થંકર ભગવંતનો જન્મ થયો છે ત્યાં જાય છે અને ત્યાં જઈ માતા અને ભગવંતને નમસ્કાર કરી પ્રભુને વધાવે છે.

॥ ત્રુટક ॥

વધાવી બોલે હે રત્નકૂખ, ધારિણી તુજ સુતતણો;
હું શક્ર સોહમ નામે કરશું, જન્મમહોત્સવ અતિ ઘણો

**એમ કહી જીન પ્રતિબિંબ સ્થાપી, પંચ રૂપે પ્રભુ ગ્રહી:**
**દેવ દેવી નાંચે હર્ષ સાચે, સુરગિરિ આવ્યા વહી. ॥૪॥**

॥ અર્થ ॥ ત્યાર પછી ઇંદ્ર મહારાજા પ્રભુની માતાને આ પ્રમાણે કહે છે. હે રત્નકુક્ષીને ધારણ કરવાવાળી ! હું સૌધર્મ દેવલોકનો શક્ર નામે ઇંદ્ર તમારા પુત્રનો જન્મ મહોત્સવ કરવા આવ્યો છું. આ પ્રમાણે કહી ભગવંતના પ્રતિબિંબને સ્થાપન કરી ભગવંતને ઇંદ્ર મહારાજે પાંચ રૂપે ગ્રહણ કર્યા અને દેવદેવીઓના સમૂહ સાથે વાજતા ગાજતાં મેરૂ પર્વત ઊપર આવ્યા.

## ॥ ઢાળ ॥ પૂર્વલી ॥

**મેરૂ ઉપરજી, પાંડુકવનમેં ચિહું દિશે; શીલા ઉપરજી,**
**સિંહાસન મન ઉલ્લસે; તિહાં બેસીજી, શક્રે જીન ખોળે**
**ધર્યા; હરિ ત્રેસઠજી, બીજા તિહાં આવી મળ્યા. ૫**

॥ અર્થ ॥ મેરૂ પર્વત ઉપર પાંડુકવનમાં શીલા ઉપર સિંહાસન ગોઠવી ત્યાં બેસી ઇંદ્ર મહારાજે ભગવંતને પોતાના ખોળામાં ધારણ કર્યા. અને બીજા ત્રેસઠ ઇંદ્રો ત્યાં આવ્યા.

## ॥ ત્રુટક ॥

**મલ્યા ચોસઠ સુરપતિ તીહાં. કરે કળશ અડજાતીના:**
**માગધાદિ જળ તીર્થ ઔષધી. ધૂપ વળી બહુ ભાતિના:**
**અચ્યુતપતિયે હુકમ કીનો, સંભળો દેવા સવે;**
**ખીર જલધી ગંગાનીર લાવો, ઝટિતી જિન મહોત્સવે. ૬**

॥ અર્થ ॥ તે ચોસઠ ઇંદ્રોએ આઠ જાતિના કળશા બનાવી તેની અંદર માગધ વિગેરે ઉત્તમ તીર્થનાં સુગંધી પાણી ભર્યાં. અનેક પ્રકારનો સુગંધી ધૂપ ઉખેવ્યો, ત્યાર પછી અચ્યુતેંદ્રે બીજા

દેવોને જિનેશ્વર ભગવંતના જન્મમહોચ્છવમાં ગંગા વિગેરેના પાણી લાવવા માટે હુકમ કીધો.

## ॥ ઢાળ ॥

## ॥ વિવાહલાની દેશી ॥

સુર સાંભળીને સંચરીયા, માગધ વરદામે ચલીયા; પદ્મદ્રહ ગંગા આવે, નિર્મળ જળ કળશ ભરાવે. ૧. તીરથ ફળ ઔષધિ લેતા, વળી ખીરસમુદ્રે જાતાં; જળ કળશા બહુલ ભરાવે, ફુલ ચંગેરી થાળ લાવે. ૨. સિંહાસન ચામર ધારી, ધુપ ધાણાં રકેબી સારી: સિદ્ધાંતે ભાખ્યાં જેહ, ઉપકરણ મિલાવે તેહ. ૩. તે દેવા સુરગિરિ આવે, પ્રભુ દેખી આનંદ પાવે; કળશાદિક સહુ તિહાં ઠાવે, ભકતે પ્રભુના ગુણ ગાવે. ૪

॥ અર્થ ॥ અચ્યુતેંદ્રના હુકમને સાંભળીને તુરતજ બીજા દેવો ગંગા, માગધ, ક્ષીરસમુદ્ર વિગેરે તીર્થના પાણી લેવા માટે ગયા. અને તે તીર્થોના નિર્મળ પાણીવડે કળશાઓ ભર્યા. ભરીને પાછા આવતાં અનેક પ્રકારની સુગંધી ઔષધિઓ પુષ્પ ચંગેરી થાળ વિગેરે વસ્તુઓ લાવ્યા. સિંહાસન, ચામર, ધુપધાનુ, રકેબી વિગેરે સિદ્ધાંતમાં કહેલા સર્વ ઉપગરણો (વસ્તુઓ) ત્યાં એકઠાં કર્યાં. એ પ્રમાણે દરેક વસ્તુ લઇને તેઓ મેરૂ પર્વત પર આવ્યા. પ્રભુના દર્શન કરીને બહુજ આનંદ પામ્યા. પોતાની સાથે લાવેલા જળકળશા વિગેરે સમગ્ર વસ્તુઓ ત્યાં મૂકી ઘણાજ આનંદ સહીત પ્રભુના ગુણ ગાવા લાગ્યા.

॥ ઢાળ ॥

॥ રાગ ધન્યાશ્રી ॥

આતમ ભકિત મલ્યા કેઈ દેવા, કેતા મિત્તનું જાઈ; નારી પ્રેર્યા વળી નિજ કુલવટ, ધર્મી ધર્મ સખાઈ;જોઈસ વ્યંતર ભુવનપતિના, વૈમાનિક સુર આવે; અચ્યુત પતિ હુકમે ધરી કળશા, અરિહાને નવરાવે. ॥૧॥અડ જાતિ કળશા પ્રત્યેકે, આઠ આઠ સહસ પ્રમાણો; ચઉસઠુ સહસ હુઆ અભિષેકે, અઢિસેં ગુણા કરી જાણો; સાઠ લાખ ઉપર એક કોડી, કળશાનાં અધિકાર; બાસઠ ઈંદ્રતણા તિહાં બાસઠ, લોકપાલના ચાર. ॥૨॥ ચંદ્રની પંક્તિ છાસઠ છાસઠ, રવિસેણી નરલોકો: ગુરૂસ્થાનક સુર કેરો એકજ, સામાનિકનો એકો;સોહમપતિ ઈશાનપતિની, ઇંદ્રાણીના સોળ; અસુરની દશ ઇંદ્રાણી નાગની, બાર કરે કલ્લોલ. ॥૩॥ જ્યોતિષ વ્યંતર ઈંદ્રની ચઉ ચઉ, પર્ષદા ત્રણનો એકો; કટકપતિ અંગરક્ષક કેરો, એક એક સુવિવેકો; પરચુરણ સુરનો એક છેલ્લો: એ અઢિસેં અભિષેકો, ઈશાન ઈંદ્ર કહે મુજ આપો, પ્રભુને ક્ષણ અતિરેકો. ॥૪॥ તવ તસ ખોલે ઠવિ અરિહાને, સોહમપતિ મનરંગે; વૃષભરૂપ કરી શૃંગજળે ભરી, ન્હવણ કરે પ્રભુ અંગે; પૂષ્પાદિક પૂજીને છાંટે, કરી કેસર રંગરોલે; મંગળદીવો આરતી કરતાં, સુરવર જય જય બોલે. ॥૫॥ ભેરી ભુંગળ તાલ બજાવત, વળિયા જીન કર ધારી; જનની ઘર માતાને સોંપી, એણિ પરે વચન ઉચ્ચારી; પુત્ર તમારો સ્વામી હમારો, અમ સેવક સાધાર; પંચ ધાવી રંભાદિક થાપી, પ્રભુ ખેલાવણ હાર.

॥૬॥ બત્રીશ કોડી કનક મણિ માણિક, વસ્ત્રની વૃષ્ટિ કરાવે: પૂરણ હર્ષ કરેવા કારણ, દ્વીપ નંદીસર જાવે; કરિય અ-ઠ્ઠાઈ ઉત્સવ દેવા, નિજ નિજ કલ્પ સધાવે; દીક્ષા કેવળને અભિલાષે, નિત નિત જિન ગુણ ગાવે, ॥૭॥ તપગચ્છ ઈસર સિંહસૂરીસર, કેરા શિષ્ય વડેરા; સત્યવિજય પંન્યાસ તણે પદ, કપૂરવિજય ગંભીરા; ખિમાવિજય તસ સુજસ વિજયના, શ્રીશુભ વિજય સવાયા; પંડિત વીરવિજય શિષ્યે જિન, જન્મમહોત્સવ ગાયા. ॥૮॥ ઉત્કૃષ્ટા એકસોને સિત્તેર, સંપ્રતિ વિચરે વીશ; અતીત અનાગતકાળે અનંતા, તીર્થંકર જગદીશ; સાધારણ એ કળશ જે ગાવે, શ્રી શુભવીર સવાઈ; મંગળ લીલા સુખભર પાવે, ઘર ઘર હર્ષ વધાઈ. ॥૯॥

ઈતિ શ્રી સ્નાત્રપૂજા સમાપ્ત.

॥ અર્થ ॥ કેટલાક દેવો પોતાને પ્રભુ ઉપર ભક્તિ હોવાથી, કેટલાક મિત્રની પ્રેરણાથી, કેટલાક સ્ત્રીની પ્રેરણાથી, કેટલાક આ આપણો કુલ ધર્મ છે એમ જાણી ભુવનપતિ, વ્યંતર, જયોતિષ અને વૈમાનિક દેવો ત્યાં આવ્યા હતા અને અચ્યુતેંદ્રના હુકમથી કળશા ભરી પ્રભુને ન્હવરાવતા હતા ૧ તે કળશાઓ આઠ પ્રકારના હતા; તે દરેક આઠ આઠ હજાર હતા એટલે બધા મળી ૬૪૦૦૦) કળશાઓ હતા, અને તેને અઢીસે ગુણા કરવા. કારણ કે કળશા ૬૪૦૦૦) પરંતુ અભિષેક કરનારા અઢીસો, તે કોણ તે આગળ કહેશે. તે પ્રમાણે ગુણાકાર કરવાથી એક ક્રોડ સાઠ લાખ અભિષેક થાય છે. હવે અઢીસેં અઢીસેં કયા કયા તે કહે છે. બાસઠ ઇંદ્રના બાસઠ, ચાર લોકપાલના ચાર. ૨. ચંદ્રની છાશઠ પંકિતના છાસઠ, છાસઠ સૂર્યપંકિતના છાસઠ. એક ગુરૂનો, એક સામાનિક દેવનો,

સોળ સૌધર્મ ઇંદ્ર અને ઇશાનેંદ્રની ઇંદ્રાણીના, દસ અસુરેંદ્રની ઇંદ્રાણીના, બાર નાગેંદ્રની ઇંદ્રાણીના. ૩. ચાર જ્યોતિષી ઇંદ્રના, ચાર વ્યંતરેંદ્રના, એક ત્રણ પર્ષદાનો, એક કટકપતિનો, એક અંગરક્ષકનો, એક પરચુરણ દેવનો. આ પ્રમાણે અઢીસેં અભિષેક જાણવા. ત્યાર પછી ઇશાનેંદ્ર સૌધર્મ ઇંદ્રને કહે છે કે મને થોડીવાર પ્રભુજીને ખોળે બેસાડવા માટે આપો. ૪. આ પ્રમાણે તેની માગણીથી તેના ખોળામાં પ્રભુજીને બેસાડીને પોતે વૃષભ રૂપ કરી શીંગડામાં જળ ભરી તે વડે પ્રભુજીને અભિષેક કરે છે. ત્યાર પછી આરતી મંગળ દીવો ઉતારીને દેવતાઓ જય જયના નાદ સાથે પ્રભુને વધાવે છે. ૫. ત્યાર પછી ભગવંતને હાથમાં ધારણ કરી ભેરી, સરણાઇ વિગેરે વાજીંત્રના અવાજ સાથે વાજતે ગાજતે માતા પાસે જઇ પુત્રને સોંપી આ પ્રમાણે બોલે છે. આ તમારો પુત્ર છે પરંતુ તે અમારો સ્વામી છે અમે એમના સેવક છીએ. તે પછી ધાવ માતા કેસ વિગેરે વસ્તુ પ્રભુને રમવા માટે મુકીને બત્રીશ કોડ સોનૈયા મણી માણેક વસ્ત્ર વિગેરેની વૃષ્ટિ કરીને આનંદ પુરો કરવા માટે નંદીશ્વરદ્વીપ જાય છે. ત્યાં અઠ્ઠાઇ મહોત્સવ કરી સર્વે દેવો પોત પોતાને સ્થાને જાય છે. અને પ્રભુની દીક્ષા, કેવળજ્ઞાન વિગેરે કલ્યાણકોના વખતની રાહ જોતા રહે છે. ૭. હવે આ સ્નાત્ર પૂજાના કર્તા કોણ છે તે કહે છે. તપગચ્છ નાયક વિજયસિંહસૂરીશ્વરના સત્યવિજય પંન્યાસ નામના શિષ્ય થયા; તેમના શિષ્ય કપૂરવિજય મહારાજને ખીમાવિજય મહારાજ નામના શિષ્ય થયા તેમના શિષ્ય સુજશવિજયને તેમના શુભવિજય નામના શિષ્ય થયા તેમના શિષ્ય પંડિત વીરવિજયજીએ આ જન્મ મહોત્સવની રચના કરી છે. ૮. ઉત્કૃષ્ટા ૧૭૦ તીર્થંકર અને હાલમાં વિચરતા મહાવિદેહ ક્ષેત્રમાં રહેલા વીશ વિહરમાન તથા અતીત અનાગત અને વર્તમાન તીર્થંકરનો આ જે સામાન્ય કલશ છે તે જે પ્રાણી

ગાય છે તે આનંદ મંગળ પામે છે. અને ઘેર ઘેર હર્ષના વધામણા થાય છે. ૯.

## ॥ સુચના ॥

અહીં કળશાભિષેક કરીયે, પછી દુધ, દહીં, ઘી, જળ અને સાકર એ પાંચ વસ્તુઓ ભેગી કરી તેનો પખાલ કરવો. પછી અંગ લુહણા કરી ( વરખ હોય તો છાપી ) પૂજા કરવી. પછી પુષ્પ ચઢાવવા પછી લુણ ઉતારી આરતી ઉતારવી પછી પ્રતિમાજીને આડો પડદો રાખી સ્નાત્રીઓએ પોતાના નવ અંગે કંકુના ચાંલ્લા કરવા પછી પડદો કાઢી નાંખી મંગળ દીવો ઉતારવો. ( આરતી મંગળદીવો બન્ને ઉતારતી વખતે થાળીમાં એક એક પૈસો મુકવો. ) ( અહીં સ્નાત્ર ભણાવ્યા પછી તરતજ શ્રી શાન્તિનાથજીનો કળશ ભણાવવો હોય તો આ બધી ક્રિયા પછી કરવી. )

( પંચામૃત ભરેલો કળશ લઇ ઉભા રહેવું. )

॥ અથ ॥

# શ્રી જ્ઞાનવિમળસૂરીશ્વરજી કૃત

## શ્રી શાંતિનાથજીનો કળશ.

### ॥ કાવ્ય ॥

શ્રેયઃશ્રીજયમંગલાભ્યુદયતાવલ્લીપ્રરોહાંબુદો. દારિદ્રયદ્રુમકાનનૈકદલને મત્તોદ્ધુરઃ સિંધુરઃ;વિશ્વેસ્મિન્ પ્રગટપ્રભાવમહિમા સૌભાગ્યભાગ્યોદયઃ, સ શ્રીશાંતિજિનેશ્વરોઽભિમતદો જીયાત્ સુવર્ણચ્છવિઃ

### ॥ ગદ્ય પાઠ ॥

અહો ભવ્યભવ્યાઃ શૃણુત તાવત્ સકલમંગલમાલાકેલિકલનલસનકમલલીલાસકલકરોલંબિતાંચિતવૃત્તયો વિહિતશ્રીજિનેંદ્રભક્તિપ્રવૃતયઃ સાંપ્રતશ્રીમતશાંતિજિનજન્માભિષેકકલશઃ ॥

## ॥ ઢાલ ॥ રાગ વસંત ॥

॥ આરામ મંદર ભાવ-એ દેશી ॥

શ્રી શાંતિ જિનવર સયલ સુખકર કલશ ભણીયે તાસ,જિમ ભવિક જનને સર્વ સંપત્તિ બહુલ લીલ વિલાસ; કુરૂ નામે જનપદ તિલક સમોવડ હથ્થિણાઉર સાર, જિણ નર રી કંચણ રયણ ધણ કણ સુગુણ જણ આધાર ॥૧॥ તિહાં રાય રાજે બહુ દિવાજે વિશ્વસેન નરિંદ, નિજ પ્રકૃતી સોમહ તેજે તપન માનુ ચંદ દિણંદ; તસ પણ-યખાણિ પટરાણી નામે અચિરા નાર, સુખ સેજ સૂતાં ચૌદ પેખે સુપન સાર ઉદાર ॥૨॥ શાંતિકરણ જિન શાંતિ જિનેશ્વર દેવ, જે યોગ ક્ષેમંકર જગ હિતકર નિત મેવ;વિશ્વસેન નરેશ્વર વંશ મહોદધિ ચંદ,મૃગલંછન કંચનવાને સમ સુખકંદ ॥ ૩ ॥ જે પંચમ ચક્રી સોલસમો જિનરાય, જસ નામે સઘળા ઇત ઉપદ્રવ જાય; આવી ઉપન્ના અચિરા દેવી કુખે, નિજ મુખ ઉતરતાં ચૌદસ સુહણા દેખે ॥ ૪ ॥

## ॥ દુહા ॥

ભાવારથ જેહવા હુશે, દ્રવ્ય ભાવથી જેહ; જિણ ગુણ દાખું દેશથી, મતિ મંદે કહું તેહ.

## ॥ ઢાલ ॥ તેહિજ સામેરી તથા નટ ગાઇ રે ॥

ઉન્નત સિત ગજવર ચઉવિધ ધર્મ કહંત, માનુ મોહ મહાગઢ તસ સિર દોટ દિયંત; અરાવણ પતિ નતિ સેવત ચઉગતિ અંત, તિણ હેતે પ્રથમ ગજ સુપને શુભ ચઉદંત ॥૧॥ સંયમ ભાર વહેવા ધોરી વૃષભ કહાવે,ભરતે ભવિ ખેત્રે બોધિ બીજવર વાવે;જસ ઉન્નત * કુંકુદ ઉન્નત ગોત્રને વંશ, સિત અમૃત મંગલ મુખ બીજે વૃષભ અવતંસ ॥ ૨ ॥ પરતીર્થિક શ્વાપદ પીડિત ભવિ વન રાખે, એકલ-

મલ્લ દુર્દ્ધર સિંહ પરાક્રમ દાખે; પરીસહ ગજ ભેદી નહિ અસહાય અબીહ,એવો એ હોશે ત્રીજ આવો એમ કહે સીંહ ॥૩॥દેઇ વાર્ષિક દાને જીન પદ લચ્છી લેહુસે, મુજ ચાપલ દુષણ એહને સંગે મીટશે, જડકંટક સઘલી નિજ કજ છંડી વાસ, કહે લક્ષ્મી ચોથે સુપને અર્થ વિલાસ ॥૪॥ ત્રિભુવન શીર ધરશે જસ આણા સુરધામ, નિજ જસ ભર સુરભિ જગત હુશે ઉદ્દામ; એ પંચમ સુહણે છઠ્ઠે શશિધર દેખે, નિ:કલંક હું થાવું તુજ સુત સંગ વિશેષે ॥૫॥ કુવલયે મુદ દેશે શમ ચંદ્રાતપ યુકત, હવે સપ્તમે દિનકર મિથ્યા તિમિર વિમુકત; ભવિકમળ વિકાસે માનુ કહે પુષ્પદંત, તુમસુતપરે અમચો નિત્ય ઉદય પભણંત ॥૬॥કુળ ધ્વજ તુમ નંદન ધર્મ ધ્વજ સોહંત,સવિ ત્રિભુવન માંડ એહિજ એક મહંત;એમ અટ્ઠમ સુહણે ભવિકને ભાવ જણાવે. હવે નવમે કુંભો સુપને એમ કહાવે ॥ ૭ ॥ જ્ઞાન દર્શન ચારિત્ર ધર્મ મહાપ્રાસાદ, તસ શીખરે ઠવશે આતમ નહિં વિખવાદ; દશમે પદ્મસરોવર સુરનર કજપદ ઠાવે, એ પાવન કરશે જ્ઞાનાંજલી મગલ ભાવે ॥૮॥ તુજ સુત ગુણ રયણે ગંભીરો સુગુણ મહોડો,થયો જાણી સેવે ખીર સમુદ્રજ મીઠો; તે ભણી મુજ નીરે હોજો તનુ પરિભોગ,એકાદસ સુહણે માનુ એ વિનતિયોગ ॥૯॥ વળી ભુવન વિમાનાધિપ ચઉદેવનીકાય, સેવીત એ હોશે પાસે સુર સમુદાય;બારમે એ જાણો તેરમે રયણનો રાશી, ધન કંચન દેઇ કરશે ત્રિગડે વાસી ॥ ૧૦ ॥ જ્ઞાનાદિક ગુણ મણિ દેશે ભવિને એહ, વર વરિકા ઘોષિ પુરવ પરે ગુણગેહ; નિજ કર્મ ઇંધનને ધ્યાનાનલશું ઝાલી, નિજ આતમ નિર્મળ કંચન પરે અજવાળી ॥૧૧॥ નિર્ધૂમ અગ્નિ સમ ભવિ સોવન કરી શુદ્ધ, ચોદસમે સુહણે અષ્ટ કર્મ ખયે સિદ્ધ; ચૌદરાજની ઉપર કરશે જે અહી ઠાણ, તેહ ભણી સંપુરણ ચોદ સુપન મંડાણ ॥ ૧૨ ॥ ગુણ લક્ષણ લક્ષિત અતી સુંદર આકાર, જિન માતા ચૌદ દેખે

સુપન ઉદાર;પણ ચક્રી માતા કાંઇક તેજે હીણ,દેખે હોય ચક્કર હોય ચાર ગુણ પીણ ॥ ૧૩ ॥ કુલ કીરતી થંભો કુલાધાર કુલ મેર, કુલ સુરતરૂ પાદપ જેહને નહીં ભવ ફેર; કુલ મંડણ દીપક ઝીપક દુશમન કોડી, ત્રિભુવન જસ ભગતે નમશે પદ કર જોડી ॥ ૧૪॥ વળી હોડ ન એહની કરતા ભુવન મઝાર, લોકોત્તર ચરિતે ધન્ય હોશે અવતાર; વળી જ્ઞાનવિમળ ગુણ જેહનાં કહેતાં પાર, ન લહે મુખ કહેતાં જો સુરગુરૂ અવતાર ॥ ૧૫ ॥

સવ્વટ્ઠ સિદ્ધ વિમાનથી તવ ચવિય ઉઅરે ઉપન્ન, બહુ ભદ્દ ભદ્દવ કસિણ સત્તમી દિવસ ગુણ સંપુન્ન. તવ રોગ સોગ વિયોગ વિડ્ડર મારી ઇત સમંત, વર સયલ મંગલ કેલિ કમલા ઘર ઘરે વિલસંત; વર ચંદયોગે જેઠ તેરસ વે દિન થયો જમ્મ, તામ મજ્જ રયણી દિશાકુમરી કરે સુઇ કમ્મ. તવ ચલિય આસન ઇંદ સુણે સવિ હરિ ઘંટનાદે મેલી, સુરવિંદ સથ્થે મેરૂ મથ્થે રચે મજ્જન કેલી.

॥ ઢાળ ॥ નાભિરાયા ઘરે નંદન જનમીયાએ ॥

॥ એ દેશી ॥

॥ તાલ ॥ વિશ્વસેન નૃપ ઘરે નંદન જનમીયાએ; તિહુઅણ ભવિઅણ પ્રેમ શું પ્રણમીયાએ. ॥ ત્રુટક ॥ પ્રણમીયા ચઉસઠ ઇંદ્ર, લેઇ ઠવે મેરૂ ગિરિંદ સુર નદીય નીર સમીર, તિહાં ખીર જલનિધિ નીર ॥ ૧ ॥ સિંહાસને સુરરાજ તિહાં મલ્યા દેવસમાજ, સવિ ઔષધીની જાત, તિહાં સરસ કમળ વિખ્યાત ॥૨॥ ॥ તાલ ॥ વિખ્યાત વિવિધ પરિકર્મનાએ, તિહાં હરખભર સુરભી વર દામનાએ ॥ત્રુટક॥ વરદામ માગધ નામ, જેહ તીર્થ ઉત્તમ ઠામ; તિહાં તણી માટી સર્વ કર ગ્રહે સર્વ સુપર્વ ॥ ૩ ॥ ભાવનાચંદન સાર, અભિઓગિ સુર અધિકાર; મન ધરી અધિક આણંદ; અવલોકતા જિનચંદ ॥ ૪ ॥ તાલ ॥ શ્રી જિનચંદને સુરપતિ સવિ

નવરાવતાએ, નિજ નિજ જન્મ સુકૃતારથ ભાવતાએ ॥ ત્રુટક ॥ ભાવતા જનમ પ્રમાણ, અભિષેક કળશ મંડાણ; સાઠ લાખ ને એક કોડિ શત હોય પંચાસ જોડિ ॥ ૫ ॥ આઠ જાતિના જે હોએ, ચઉસઠિ સહસા જોએ, એણિ પરે ભક્તિ ઉદાર, કરે પૂજા વિવિધ પ્રકાર ॥ ૬ ॥ તાલ ॥ વિવિધ પ્રકારના કરીય શિણગારશું એ, ભરિય જલ વિમલના વિપુલ ભૃંગારનાએ ॥ત્રુટક॥ ભૃંગાર થાલ ચંગેરી સુપતિષ્ઠ પ્રમુખ સૂભેરી; સવિ કલશ પરિમંડાણ તે વિવિધ વસ્તુ પ્રમાણ ॥ ૭ ॥ આરતિ મંગળ દીપ, જિનરાજ ને સમીપ; ભગવતિ ચૂરણી માંહિ; અધિકાર એહ ઉત્સાહ ॥ ૮ ॥ તાલ ॥ અધિક ઉત્સાહશું હરખભર જસ ભીંજતાએ. નવ નવ ભાતિશું ભક્તિભર કીજતાએ ॥ ત્રુટક ॥ કીજતા નાટિક રંગ, ગાજતી ગુહિર મૃદંગ, કિટ કીરતિ કઠતાલ, ચઉતાલ તાલ કંસાલ ॥ ૯ ॥ શંખ પણવ ભુંગળ ભેરી, ઝલ્લરી વિણા નફેરી; એક કરે હયહયકાર, એક કરે ગુંજ ગુલકાર ॥ ૧૦ ॥ તાલ ॥ ગુલ કાર ગરજનારવ કરે એ, પાય દુર દુરય સુર ધરે એ; ॥ત્રુટક॥ સુર ધરે અતિ બહુમાન, તિહાં કરે નવ નવ તાન; વર વિવિધ જાતિ છંદ જાણે ભકિત સુરતરૂ કંદ ॥ ૧૧ ॥ વલી મંગલ કરે આઠ, એ જંબુ પન્નતી પાઠ; થય થુઇ મંગલ એમ, મન ધરે અતિ બહુ પ્રેમ ॥ ૧૨ ॥ તાલ ॥ બહુ પ્રેમ સુઘોષણ પૂણ્યની સુર સહુએ, સમકિત પોષણા શિષ્ટ સંતોષણા એમ બહુએ ॥ ત્રુટક ॥ બહુ પ્રેમશું સુખ ખેમ, ઘરે આવીયા નિધિ જેમ; બત્રિસ કોડિ સુવર્ણ, કરે વૃષ્ટિ રયણ નિધન્ન ॥ ૧૩ ॥ જિનજનની પાસે મેહેલી, કરે અઠ્ઠાઇની કેલિ, નંદિસરે જિનગેહ કરે મહોત્સવ સસનેહ ॥૧૪॥

॥ ઢાળ ॥

હવે રાય મહોત્સવ કરે રસભર હુવો જબ પરભાત; સુર પુજીઓ સુત નયન પેખે, હરખીઓ તવ તાત; વર ધવલ મંગલ

ગીત ગાને ગંધર્વ ગાયે રાસ; બહુ દાને માને સુખીયા કીધા, સકલ પુગી આસ ॥ ૧ ॥ પંચ વરણિ કુસુમ વાસિત, ભૂમિકા સંલિત; વર અગર ચંદન ગુરૂધુપ ધુપણા છટ્ટા કુંકુમ દિત્ત; શિર મુગટ મંડળ કાને કુંડલ હૈયે નવસર હાર; ઇમ સયલ ભુષણ ભુષિતાંબર જગતજન પરિવાર ॥ ૨ ॥ જિન જન્મ કલ્યાણક મહોત્સવે, ચૌદ ભુવન ઉદ્યોત; નારકી થાવર પ્રમુખ સુખીયાં, સકલ મંગલ હોત; દુઃખ દુરિત ઇત સમંત સઘળે જિનરાજ જન્મ પ્રતાપ;તેણે હેતે શાંતિકુમાર ઠવીઉં નામ ઇતિ આલાપ. ॥ ૩ ॥ એમ શાંતિ જિનનો કલશ ભણતાં હોએ મંગલમાલ; કલ્યાણ કમલા કેલિ કરતાં લહિએ લીલ વિલાસ; જિન સ્નાત્ર કરીએ સહેજે તરીયે ભવ સમુદ્ર અપાર; શ્રી જ્ઞાનવિમલ સૂરિંદ જંપે શ્રી શાંતિ જન જયકાર ॥ ૪ ॥

## ॥ ઇતિ શ્રી શાંતિજીનનો કળશ ॥

## ॥ અથ લુણ ઉતારણુ ॥

લુણ ઉતારો જિનવર અંગે, નિર્મળ જળધારા મન રંગે ॥ લુણ૰ (૧) જિમ જિમ તડ તડ લુણજ ફુટે, તિમ તિમ અશુભ કર્મ બંધજ તુટે ॥ લુણ૰॥(૨) નયણ સલુણા શ્રી જિનજીના, અનુપમ રૂપ દયા રસ ભીના ॥લુણ૰॥ (૩) રૂપ સલુણું જિનજીનું દીશે. લાજયું લુણ તે જળમાં પેસે ॥ લુણ૰॥(૪) ત્રણ પ્રદક્ષિણા દેઈ જળધારા, જલણ ખેપવીએ લુણ ઉદારા ॥લુણ૰॥ (૫) જે જિન ઉપર દુમણો પ્રાણી, તે એમ થાજો લુણ જ્યું પાણી ॥ લુણ૰॥(૬) અગર કૃષ્ણાગરૂ કુંદરૂ સુગંધે, ધુપ કરીજે વિવિધ પ્રબંધે ॥લુણ૰॥ (૭)

॥ અર્થ ॥ હે ભવિ પ્રાણી સ્વચ્છ જલની ધારાની માફક

તારા મનની ઉજ્વલ ધારાથી જિનેશ્વર ભગવંતના અંગે લુણ ઉતારજે. તે લુણ ઉતારવાથી શું ફલ થાય છે તે બતાવે છે. જિનેશ્વર ભગવંતના અંગે લુણ ઉતારવાથી જેમ તે લુણ તરત ફુટી જાય છે તેવી રીતે આપણા અશુભ કર્મના દલીઆ નાશ પામે છે. જિનેશ્વર ભગવંતના નેત્ર કમલ અત્યંત દયાર્દ્ર હોય છે. જિનેશ્વર ભગવંતના અનુપમ રૂપને જોઇને જાણે મનમાં લજ્જા ઉત્પન્ન થઇ હોય તેમ તે લુણ પાણી પાણી થઇ જાય છે. હે ભવિ પ્રાણી તું જિનેશ્વર ભગવંતને ત્રણ પ્રદક્ષિણા કરીને અગ્નિને વિષે લુણ નાખજે. જે પ્રાણી જિનેશ્વર ભગવંત ઉપર દુમણા થાય છે. તે મીઠાની માફક પાણી જેવા થઇ જાય છે. માટે હે ભવિ પ્રાણીઓ ઉત્તમ દશાંગ કૃષ્ણાગરૂ વિગેરે સુગંધી ધૂપ વડે પ્રભુની ભક્તિ કરજો.

## ॥ અથ આરતી ॥ ૧ ॥

વિવિધ રત્નમણી જડીત રચાવો, થાળ વિશાળ અનોપમ લાવો: આરતી ઉતારો પ્રભુજીની આગે, ભાવના ભાવી શીવ સુખ માગે ॥આરતી૦॥સાત ચઉદ ને એકવીશ ભેવા,ત્રણ ત્રણ વાર પ્રદક્ષિણા દેવા॥આરતી૦॥૨॥જિમ જિમ જળધારા દેઇ જંપે, તિમ તિમ દોહગ થરહર કંપે ॥ આરતી૦॥૩॥ બહુ ભવ સંચિત પાપ પણાસે, દ્રવ્ય પૂજાથી ભાવ ઉલ્લાસે ॥ આરતી૦॥ ૪ ॥ ચોદ ભુવનમાં જિનજીને તોલે, કોઈ નહી આરતી એમ બોલે ॥ આરતી૦ ॥ ૫ ॥

॥ અર્થ ॥ વિવિત્ર પ્રકારના રત્નોથી જડિત એવો થાળ મંગાવીને તેની અંદર આરતી મુકી પ્રભુજીની આગળ આરતી ઉતરવી. આરતી ઉતારતી વખતે શુભ ભાવના ભાવતા મોક્ષ સુખની માગણી કરવી. સાત ચૌદ અને એકવીશ ભેદ વાળી

આરતી વડે ત્રણ ત્રણ પ્રદક્ષિણા દેવી અને જલની ધારા દેતાં જેમ જેમ આરતી બોલે છે તેમ તેમ સર્વ પાપનો નાશ થાય છે. જિનેશ્વર ભગવંતની દ્રવ્ય પૂજા કરતા ઘણા ભવના પાપો નાશ પામે છે. આ આરતી. એમ બોલે છે કે ત્રણ ભુવનને વિષે જિનેશ્વર ભગવંતના સરખું બીજું કોઇ નથી.

## અથ શાંતિ જિનની આરતી. ૨.

જય જય આરતી શાંતિ તુમારી, તોરા ચરણકમળકી મે જાઉં બલિહારી. ॥ જય જય૦ ॥ ૧ ॥ વિશ્વસેન અચિરાજીકે નંદા, શાંતિનાથ મુખ પૂનમ ચંદા ॥જય જય૦॥૨॥ ચાલીસ ધનુષ્ય સોવનમય કાયા, મૃગલંછન પ્રભુ ચરણ સુહાયા. ॥ જય જય૦ ॥૩॥ ચક્રવર્તી પ્રભુ પાંચમા સોહે, સોળમા જિનવર જગ સહુ મોહે ॥ ॥ જય જય૦ ॥ ૪ ॥ મંગળ આરતી તોરી કીજે, જન્મ જન્મનો લ્હાવો લીજે ॥ જય જય૦ ॥ ૫ ॥ કર જોડી સેવક ગુણ ગાવે, સૌ નર નારી અમરપદ પાવે ॥ જય જય૦ ॥ ૬ ॥

## શ્રી આદી જિનની આરતી. ૩.

અપછરા કરતી આરતી જીન આગે, હાંરે જિન આગે રે, જીન આગે; હાંરે એ તો અવિચળ સુખડાં માગે, હાંરે નાભિ નંદન પાસ ॥ અપ૦ ॥ ૧ ॥ તા થેઇ નાટક નાચતી પાય ઠમકે, હાંરે દોય ચરણ ઝાંઝર ઝમકે, હાંરે સોવનમય ઘુઘરી ઘમકે, હાંરે લેતી ફુદડી બાલ ॥ અપ૦ ॥ ૨ ॥ તાલ મૃદંગ ને વાંસળી, ડફ વીણા, હાંરે રૂડા ગાવંતી સ્વર ઝીણા, હાંરે સુણી ચાતક જન અતિ લીણા; હાંરે જોતી મુખડું નિહાળ ॥ અપ૦ ॥ ૩ ॥ ધન્ય મરૂદેવી માતને પુત્ર જાયા, હાંરે તોરી કંચનવરણી કાયા, હાંરે મેં તો પૂરવ પુણ્યે પાયા, હાંરે દેખ્યો તેરો દેદાર ॥ અપ૦ ॥૪॥ પ્રાણ જીવન પરમેશ્વર પ્રભુ પ્યારો, હાંરે પ્રભુ સેવક હું છું તારો; હાંરે

ભવો ભવનાં દુખડાં વારો, હાંરે તુમે દીન દયાળ ॥ અપ૦ ॥૫॥
સેવક જાણી આપનો ચિત્ત ધરજો ॥ હાંરે મોરી આપદા સઘળી
હરજો, હાંરે મુનિ માણેક સુખીયો કરજો ॥ હાંરે જાણી પોતાનો
બાળ ॥ અપ૦ ॥ ૬ ॥

## આરતી. ૪.

જય દેવ જય દેવ જય જિનવર દાતા, પ્રભુ જય જિનવર દાતા;
આરતી અરિહા કેરી, આરતી અરિહા કેરી, કરતા સુખ શાતા.
જય દેવ જય દેવ૦ ૧

દુસરી આરતી નાથ શેત્રુંજય કરતા. પ્રભુ શેત્રુંજય કરતા.
પાપ પડલ સૌ જાવે, પાપ પડલ સૌ જાવે, ગિરિ ઉપર ચઢતાં.
જય દેવ જય દેવ૦ ૨

આરતી કરતાં ઇંદ્ર ત્રિભુવનની ત્રીજી. પ્રભુ ત્રિભુવનની ત્રીજી.
કંચનગિરિ ઉપર કંચનગિરિ ઉપર; મનથી બહુ રીઝી.
જય દેવ જય દેવ૦ ૩

ચોથી આરતી નાથ, ચૌગતી તો જાવે ચૌગતી જાવે;
ભાવે ભગતી કરીએ, ભાવે ભગતી કરીએ;
ભવજળને તરવા જય દેવ જય દેવ ૪

પંચમી આરતી નાથ પવિત્ર થવા કરીએ, પ્રભુ પવિત્ર થવા૦
આ ભવજગમાં રહીને, આ ભવજગમાં રહીને:
લ્હાવો શુભ લહીએ. જય દેવ જય દેવ૦ ૫

આરતી પંચ ઉતારી જીનવર ગુણ ગાવા, પ્રભુ જીનવર૦
પ્રીતમ તુમ પરતાપે, પ્રીતમ તુમ પરતાપે.
કુળ શુદ્ધો થાવા. જય દેવ જય દેવ૦ ૬

## આરતી. ૫.

જય દેવ જય દેવ, જય શિવના ગામી, પ્રભુ જય૦ (૨)
ત્રણ ભુવનના સ્વામી (૨) વંદુ શીર નામી. જય દેવ૦ ૧

અશ્વસેન કુલચંદ, વામાના જાયા, પ્રભુ વામાના૦ (૨)
નગરી વણારશી રાયા (૨) હરિ લંછન પાયા. જય દેવ૦ ૨
ત્રેવીસમા પ્રભુ પાર્શ્વ, કર્મ વૈરી વારો, પ્રભુ કર્મ૦ (૨)
અનુકંપા દીલ લાવી (૨) ભવ સિંધુ તારો. જય દેવ૦ ૩
દુઃખ વિદારણ દેવ, ચાર ગતિ કાપો, પ્રભુ ચાર૦ (૨)
જૈન સભા મુકિત વિમલ વંદે છે તુજને. પ્રભુ વંદે છે૦ (૨)
સૌભાગ્ય વિમલ કહે છે. (૨) શિવ પદ ઘો મુજને. જય દેવ૦ ૪

## ॥ અથ મંગળ દીવો ॥ ૧ ॥

દીવોરે દીવો મંગળિક દીવો, ભુવન પ્રકાશક જિન ચિરં જીવો ॥ દીવો૦ ॥૧॥ ચંદ્ર સુરજ પ્રભુ તુજ મુખ કેરા, લુંછણ કરતા દે નીત્ય ફેરા ॥ દીવોગ॥ ૨ ॥ જીમ તુજ આગળ સુરની અમરી, મંગળ દીપક કરી દીયે ભમરી ॥ દીવો૦॥ ૩ ॥ જીમ જીમ ધૂપ ઘટી પ્રગટાવે. તીમ તીમ ભવનાં દુરીત દઝાવે ॥ દીવો૦॥ ૪ ॥ નીર અક્ષત કુસુમાંજલિ ચંદન, ધુપ દીપ ફલ નૈવેદ્ય વંદન ॥ દીવો૦॥ ૫ ॥ એણીપેરે અષ્ટ પ્રકારી કીજે, પૂજા સ્નાત્ર મહોત્સવ પભણીજે ॥ દીવો૦ ॥ ૬ ॥

॥ અર્થ ॥ હે ભગવંત હું આપની પાસે મંગલિક દીવો ઉતારૂં છું. હે ત્રણ ભુવનને પ્રકાશિત કરનારા જિનેશ્વર દેવ તમે ચિર કાલ પર્યંત જયવંતા વર્તો હે પ્રભુ ચંદ્ર અને સૂર્ય પણ તમારા મુખ કમલનું લુંછણું કરવા માટે નિરંતર આમથી તેમ ફર્યા કરે છે, જેવી રીતે દેવાંગના તારી પાસે મંગલ દીવો ઉતારી નાચ વિગેરે કરે છે. વળી જેમ જેમ ધૂપ વિગેરેને ઉખેવે છે તેમ તેમ તેના ભવો ભવના પાપો પણ નાશ પામે છે. માટે હે ભવિ-

પ્રાણી તું પણ જલ, અક્ષત, ( ચોખા ) કુસુમાંજલિ, ચંદન, ધૂપ, દીપક, નૈવદ્ય વિગેરે અષ્ટ પ્રકારી પૂજા વડે સ્નાત્ર મહોત્સવ કરજે.

## ॥ અથ મંગળ દીવો ॥ ૨ ॥

ચારૂ મંગળ ચાર આજ મારે ચારૂ મંગળ ચાર.
દેખ્યો દરસ સરસ જીનજીકો. શોભા સુંદર સાર. આજ૦ ૧
છિનું છિનું છિનું મન મોહન ચરચો, ઘસી કેસર ઘનસાર. આ૦ ૨
વિવિધ જાતિકે પુષ્પ મંગાવો, મોગર લાલ ગુલાલ. આજ૦ ૩
ધૂપ ઉખેવોને કરો આરતી, મુખ બોલો જયકાર. આજ૦ ૪
હર્ષ ધરી આદીશ્વર પૂજો, ચૌમુખ પ્રતિમા ચાર. આજ૦ ૫
હૈયે ધરી ભાવ ભાવના ભાવો, જિમ પામો ભવ પાર. આજ૦ ૬
સકળચંદ સેવક જિનજીકો, આનંદઘન ઉપગાર. આજ૦ ૭

મંગલં ભગવાન્ વીરો મંગલં ગૌતમઃ પ્રભુઃ ।
મંગલં સ્થૂલિભદ્રાદ્યાઃ જૈનધર્મોઽસ્તુ મંગલં ॥ ૧ ॥



## ॥ પંડિત શ્રી વીરવિજયજીકૃત અષ્ટપ્રકારી પૂજાના દુહા ।

### ॥ પ્રથમ જલ પૂજા ॥

॥ દુહો ॥

જલપૂજા જુગતે કરો, મેલ અનાદિ વિનાશ;
જલપૂજા ફળ મુજ હજો, માગો એમ પ્રભુ પાસ. ॥ ૧ ॥

॥ મંત્ર ॥ ઓં હ્રીં શ્રી પરમપુરૂષાય.પરમેશ્વરાય. જન્મજરા-મૃત્યુનિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય. જલં યજામહે સ્વાહા.

### ॥ દ્વિતીય ચંદન પૂજા ॥

॥ દુહો ॥

શીતલ ગુણ જેહમાં રહ્યો. શીતલ પ્રભુ મુખ રંગ;
આત્મ શીતલ કરવા ભણી, પૂજો અરિહા અંગ ॥ ૨ ॥

॥ મંત્ર ॥ ઓં હ્રીં શ્રી પરમપુરૂષાય, પરમેશ્વરાય. જન્મ-જરામૃત્યુનિવારણાય. શ્રીમતે જિનેંદ્રાય, ચન્દનં યજામહે સ્વાહા.

### ॥ તૃતીય પુષ્પ પૂજા ॥

॥ દુહો ॥

સરભિ અખંડ કુસુમ ગ્રહી, પૂજો ગત સંતાપ;
સુમજંતુ ભવ્યજ પરે, કરિયે સમકિત છાપ. ॥ ૩ ॥

॥ મંત્ર ઓં હ્રીં શ્રી પરમ પુરૂષાય, પરમેશ્વરાય, જન્મ-જરામૃત્યુનિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય, પુષ્પાણિ યજામહે સ્વાહા.

### ॥ ચતુર્થ ધૂપ પૂજા ॥

॥ દુહો ॥

ધ્યાનઘટા પ્રગટાવીયે, વામ નયન જિન ધૂપ;
મિચ્છતદુર્ગંધ દૂરે ટળે. પ્રગટે આત્મ સ્વરૂપ. ॥ ૪ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય, પરમેશ્વરાય, જન્મ-જરામૃત્યુનિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય, ધૂપં યજામહે સ્વાહા.

## ॥ પંચમ દીપક પૂજા ॥

॥ દુહા ॥

દ્રવ્ય દીપક સુવિવેકથી, કરતાં દુઃખ હોય ફોક;
ભાવ પ્રદીપ પ્રગટ હુવે, ભાસિત લોકાલોક. ॥ ૫ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય, પરમેશ્વરાય, જન્મ-જરામૃત્યુનિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય, દીપમાલાં યજામહે સ્વાહા.

## ॥ ષષ્ઠ અક્ષત પૂજા. ॥

॥ દુહા ॥

શુદ્ધ અખંડ અક્ષત ગ્રહી, નંદાવર્ત્ત વિશાળ;
પૂરી પ્રભુ સન્મુખ રહો, ટાળી સકળ જંજાલ. ॥ ૬ ॥

॥ મંત્ર ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય, પરમેશ્વરાય, જન્મજરા-મૃત્યુનિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય, અક્ષતાન્ યજામહે સ્વાહા.

## ॥ સપ્તમ નૈવેદ્ય પૂજા. ॥

॥ દુહો ॥

અણુહારીપદ મેં કર્યાં, વિગ્ગહ ગઇય અનંત;
દૂર કરી તે દીજીયે, અણાહારી શિવસંત. ॥ ૭ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય, પરમેશ્વરાય, જન્મજ-રામૃત્યુનિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય નૈવેદ્યં યજામહે સ્વાહા.

## ॥ અષ્ટમ ફળ પૂજા. ॥

॥ દુહો ॥

ઈંદ્રાદિક પૂજા ભણી, ફળ લાવે ધરી રાગ.
પુરૂષોત્તમ પૂજી કરી, માગે શિવફલ ત્યાગ. ॥ ૮ ॥
॥ મંત્ર ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમપુરૂષાય પરમેશ્વરાય, જન્મજરામૃત્યુનિવારણાય, શ્રીમતે જિનેન્દ્રાય, ફલાનિ યજામહે સ્વાહા.

॥ ઇતિ અષ્ટ પ્રકારી પૂજાના દુહા ॥

## ॥ અથ ચૈત્યવંદન વિધિ સહિત ॥

પ્રથમ ત્રણ ખમાસમણા દેવા.

ઇચ્છામિ ખમાસમણો, વંદિઉં જાવણિજ્જાએ, નિસીહિઆએ મત્થએણ વંદામિ ॥ ૧ ॥ ઇચ્છામિ ખમાસમણો, વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ મત્થએણ વંદામિ ॥ ૨ ॥ ઇચ્છામિ ખમાસમણો, વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ મત્થએણ વંદામિ ॥ ૩ ॥ ( પછી જમણો ઢીંચણ ભોંય સ્થાપી, ડાબો ઢીંચણ ઉભો રાખી બે હાથ જોડી ) ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં ! ઇચ્છં, સકલકુશલવલ્લિ: પુષ્કરાવર્તમેઘો, દુરિતતિમિરભાનુ: કલ્પવૃક્ષોપમાન: ।૧। ભવજલનિધિપોત:, સર્વસંપત્તિહેતુ:, સ ભવતુ સતતં વ:, શ્રેયસે શાંતિનાથ: શ્રેયસે પાર્શ્વનાથ: ॥ ૨ ॥

## ॥ પાર્શ્વનાથ ચૈત્યવંદન ॥

જયચિંતામણી પાર્શ્વનાથ, જગત્રિભુવન સ્વામી; અષ્ટ કરમ રિપુ જીતીને, પંચમ ગતિ પામી. ૧ પ્રભુ નામે આનંદ કંદ, સુખ સંપત્તિ લહીએ. પ્રભુ નામે ભવ ભવ તણાં, પાતક સબ દહીએ .૨ ઓઁ હ્રીઁ વર્ણ જોડી કરીયે, જપીએ પાર્શ્વ નામ; વિષ અમૃત થઈ પરણમે, પામે અવિચળ ઠામ. ૩

## જંકિંચિ૦

જંકિંચિ નામ તિથ્થં, સગ્ગે પાયાલિ માણુસે લોએ ॥
જાઇં જિણબિંબાઈં, તાઇં સવ્વાઈં વંદામિ ॥ ૧ ॥

## ( બે હાથ જોડી નાસિકા સુધી રાખી )

## નમુથ્થુણં ( શક્રસ્તવ )

નમુથ્થુણં, અરિહંતાણં, ભગવંતાણં ૧ આઇગરાણં, તિત્થયરાણં, સયં સંબુદ્ધાણં ૨ પુરિસુત્તમાણં, પુરિસસીહાણં, પુરિસવર પુંડરીઆણં, પુરિસવરગંધહથ્થીણં ૩ લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિઆણં લોગપઈવાણં, લોગપજ્જોઅગરાણં ૪ અભયદયાણં, ચક્ખુદયાણં, મગ્ગદયાણં, સરણદયાણં, બોહિદયાણં ૫ ધમ્મદયાણં, ધમ્મદેસિયાણં, ધમ્મનાયગાણં, ધમ્મસારહીણં, ધમ્મવરચાઉરંત ચક્કવટ્ટીણં ૬ અપ્પડિહયવરનાણદંસણધરાણં,વિઅટ્ટછઉમાણં, જિણાણં જાવયાણં, તિન્નાણં,તારયાણં બુદ્ધાણં બોહયાણં, મુત્તાણં મોઅગાણં. ૮ સવ્વન્નૂણં, સવ્વદરિસીણં, સિવ-મયલ-મરૂઅ-મણંત-મક્ખય-મવ્વાબાહ-મપુણરાવિત્તિ-સિદ્ધિગઈ-નામધેયં, ઠાણંસંપત્તાણં, નમો જિણાણં, જિઅ-

ભયાણં ૯ જેઅ અઈઆ સિદ્ધા, જે અ ભવિસ્સતિ ણાગયે કાલે, સંપઈ અ વટ્ટમાણા, સવ્વે તિવિહેણ વંદામિ ॥ ૧૦ ॥

## ॥ જાવંતિ ચેઇઆઇં ॥

જાવંતિ ચેઈઆઈં, ઉડ્ઢેય અહેઅ તિરિઅ લોએ અ; સવ્વાઈં તાઈં વંદે, ઈહ સંતો તત્થ સંતાઈં ॥ ૧ ॥

## ॥ ખમાસમણ ॥

ઇચ્છામિ ખમાસમણો, વંદિઉં જાવણિજ્જાએ, નિસીહિઆએ મત્થએણ વંદામિ. ॥ ૧ ॥

## ॥ જાવંત કેવિ સાહૂ ॥

જાવંત કેવિ સાહૂ, ભરહે-રવય-મહા વિદેહે અ; સવ્વેસિં તેસિં પણઓ, તિવિહેણ તિદંડવિરયાણં ॥ ૧ ॥

## ॥ નમોડર્હત્ ॥

નમોડર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ( પછી સ્તવન કહેવું. સ્તવન ના આવડે તો ઉવસગ્ગહરં કહેવું. )

## ॥ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજીનું સ્તવન ॥

અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો, સાંભળીને આવ્યો હું તીરે, જન્મ મરણ દુઃખ વારો. ॥ સેવક અરજ કરે છે રાજ, અમને શિવ સુખ આપો. ॥ એ આંકણી ॥ સહુકોનાં મન વંછીત પૂરો, ચિંતા સહુની ચૂરો; એહવું બિરૂદ છે રાજ તુમારૂં, કેમ રાખો છો દૂરે. ॥ સે૦ ॥ ૨ ॥ સેવકને વલવલતો દેખી, મનમાં મહેર ન ધરશો; કરૂણાસાગર કેમ કહે-

વારો, જો ઉપગાર ન કરશો ॥ સે૦ ॥ ૩ ॥ લટપટનું હવે કામ નહીં છે, પ્રત્યક્ષ દરિસણ દીજે, ધુંઆડે ધીજું નહીં સાહિબ, પેટ પડ્યાં પતીજે ॥ સે૦ ॥ ૪ ॥ શ્રી શંખેશ્વર મંડણ સાહિબ, વિનતડી અવધારો; કહે જિનહર્ષ મયા કરી મુજને, ભવસાગરથી તારો ॥ સે૦ ॥ ૫ ॥

## ॥ ઉવસગ્ગહર સ્તવન ॥

ઉવસગ્ગહરં પાસં, પાસં વંદામિ કમ્મઘણમુક્કં; વિસહર વિસનિન્નાસં, મંગલ-કલ્લાણ-આવાસં ॥ ૧ ॥ વિસહર ફુલિંગમંતં, કંઠે ધારેઈ જો સયા મણુઓ; તસ્સ ગહ રોગ મારી, દુટ્ઠ-જરા જંતિ ઉવસામં ॥ ૨॥ ચિટ્ઠઉ દૂરે મંતો, તુજઝ પણામોવિ બહુફલો હોઇ; નરતિરિએસુ વિ જીવા, પાવંતિ ન દુખ્ખ-દોગચ્ચં. ॥ ૩ ॥ તુહ સમ્મતે લધ્ધે ચિંતામણિ-કપ્પ-પાયવબ્ભહિએ; પાવંતિ અવિગ્ઘેણં, જીવા અયરામરં ઠાણં ॥ ૪ ॥ ઇઅ સંથુઓ મહાયસ, ભત્તિબ્ભર-નિબ્ભરેણ હિયએણ; તા દેવ દિજ્જ બોહિં, ભવે ભવે પાસ જિણચંદ. [ પછી બે હાથ જોડી લલાટ સુધી ઉંચા રાખી જય વીયરાય કહેવા. )

## ॥ જયવીયરાય ॥

જય વીયરાય જગગુરૂ, હોઉ મમં તુહ પભાવઓ ભયવં; ભવનિવ્વેઓ મગ્ગા-ણુસારિઆ ઈટ્ઠફલસિદ્ધિ ॥ ૧ ॥ લોગ વિરૂદ્ધચ્ચાઓ, ગુરૂજણ પૂઆ પરથ્થ કરણં ચ; સુહગુરૂ જોગો તવ્વય, ણસેવણા આભવમખંડા ॥ ૨ ॥ [ પછી બે હાથ નીચા ઉતારી નાસીકા સુધી રાખવા ] વારિજ્જઇ જઇવિ, નિઆણ-બંધણં વીયરાય તુહ સમએ; તહવિ મમ હુજ્જ સેવા, ભવે ભવે તુમ્હ ચલણાણં ॥ ૩ ॥ દુખ્ખ ખઓ કમ્મખઓ, સમાહિ

મરણં ચ બોહિલાભોઅ; સંપજ્જઉ મહ એઅં, તુહ નાહ પણામ કરણેણં. ॥ ૪ ॥ સર્વમંગલ માંગલ્યં, સર્વ કલ્યાણકારણં; પ્રધાનં સર્વ-ધર્માણાં જૈનં જયતિ શાસનમ. ॥ ૫ ॥ ( પછી ઉભા થઈ )

## ॥ અરિહંત ચેઈઆણં ॥

અરિહંત ચેઇઆણં, કરેમિ કાઉસગ્ગં, વંદણવત્તિઆએ, પૂઅણવત્તિઆએ, સક્કારવત્તિઆએ, સમ્માણવત્તિઆએ, બોહિલાભવત્તિઆએ, નિરૂવસગ્ગવત્તિઆએ, સદ્ધાએ, મેહાએ, ધિઇએ, ધારણાએ, અણુપ્પેહાએ, વઢ્ઢમાણીએ, ઠામિ કાઉસગ્ગં. ॥

## ॥ અન્નત્થ૦ ॥

અન્નત્થ ઊસસિએણં, નીસસિએણં, ખાસિએણં, છીએણં, જંભાઇએણં, ઉડ્ડુએણં, વાયનિસગ્ગેણં, ભમલીએ પિત્તમુચ્છાએ, ૧ સુહુમેહિં અંગસંચાલેહિં, સુહુમેહિં ખેલસંચાલેહિં, સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં. ૨ એવમાઈએહિં આગારેહિં, અભગ્ગો અવિરાહિઓ, હુજ્જ મે કાઉસ્સગ્ગો, ૩ જાવ અરિહંતાણં,ભગવંતાણં, નમુક્કારેણં, ન પારેમિ, તાવ કાયં, ઠાણેણં મોણેણં, ઝાણેણં અપ્પાણં વોસિરામિ.

હવે પ્રતિમાકારે ઉભા રહી મનમાં એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો તે નીચે પ્રમાણે.

## ॥ નવકાર ( પંચ પરમેષ્ઠી મંત્ર ) ॥

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિઆણં, નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વસાહૂણં, એસો પંચ નમુ-

કારો, સવ્વપાવપ્પણાસણો, મંગલાણં ચ સવ્વેસિં, પઢમં હવઈ મંગલં. ॥

(કાઉસગ્ગ પારી નીચે પ્રમાણે નમોઽર્હત્‌૦ કહી એક થોય કહેવી)

નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ

## ॥ પાર્શ્વનાથની થોય ॥

પાસ જિણંદા વામાનંદા, જબ ગરભે ફળી;
સુપના દેખે અર્થ વિશેષે, કહે મઘવા મળી;
જિનવર જાયા, સુર હુલરાયા, હુઆ રમણી પ્રિયે;
નેમિ રાજી ચિત્ત વિરાજી, વિલોકિત વ્રત લીએ.

[ પછી ખમાસમણું દેવું: ]

## ॥ ખમાસમણ ॥

ઇચ્છામિ ખમાસમણો, વંદિઉં જાવણિજ્જાએ. નિસીહિઆએ મત્થએણ વંદામિ.

## ॥ ઇતિ ચૈત્યવંદન વિધિ સહીત ॥

---

## સામાયિક લીધા પછી નીચેના દોષ તજવા.

દશ મનના—(૧) વેરી દેખી રીસ કરે, (૨) અવિવેક ચિંતવે, (૩) અર્થ ન ચિંતવે, (૪) મનમાં ઉદ્વેગ ધરે, (૫) યશની વાંચ્છા કરે, (૬) વિનય ન કરે, (૭) ભય ચિંતવે, (૮) વ્યાપાર ચિંતવે, (૯) ફળનો સંદેહ રાખે, (૧૦) નીયાણું કરે.

દશ વચનના--(૧) કુવચન બોલે, (૨) હુંકારો કરે, (૩) અર્થ ન ચિંતવે, (૪) લવારો કરે, (૫) કલહ કરે, (૬) આવો જાવો કહે, (૭) ગાળ બોલે, (૮) બાળક રમાડે, (૯) વિકથા કરે, (૧૦) હાંસી કરે

બાર કાયાના –(૧) આસન ચપળ, (૨) ચાર દીશાએ જુવે, (૩) સાવદ્ય કામ કરે, (૪) આળસ મરડે, (૫) અવિનય બોલે, (૬) ઓઠુ લઇ બેસે, (૭) મેલ ઉતારે, (૮) ખરજ ખણે, (૯) પગ ઉપર પગ ચઢાવે, (૧૦) અંગ ઉઘાડું મુકે, (૧૧) અંગ ઢાંકે, (૧૨) ઉંઘે.

## ॥ સામાયિક લેવાની વિધિ.

પ્રથમ ઉંચે આસને પુસ્તક પ્રમુખ મુકી શ્રાવક શ્રાવિકા કટાસણું, મુહપત્તી, ચરવળો લઈ, શુદ્ધ વસ્ત્ર પહેરી જગ્યા પુંજી કટાસણું પાથરી કટાસણા ઉપર બેસી, મુહપત્તી ડાબા હાથમાં મુખ પાસે રાખી, જમણો હાથ સ્થાપનાજી સન્મુખ રાખી, નવકાર અને પંચિંદિઅ કહે. ( સ્થાપનાચાર્ય સ્થાપેલા હોય તો નવકાર અને પંચિંદિઅ કહેવા નહીં. ) પછી ખમાસમણ દઈ, ઇરિયાવહી, તસ્સ ઉત્તરી, અન્નત્થ કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો. તે પારીને પ્રગટ લોગસ્સ કહેવો, પછી ખમાસમણ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક મુહપત્તી પડિલેહું ! ઇચ્છં. એમ કહી મુહપત્તી તથા અંગની પડિલેહણના પચાસ બોલ કહી મુહપત્તી પડિલેહીએ. પછી ખમાસમણ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક સંદિસાહુ ? ઇચ્છં. કહી ખમાસમણ દેઇ ઇચ્છા૦ સામાયિક ઠાઉં ? ઇચ્છં. એમ કહી બે હાથ જોડી એક નવકાર ગણી ઇચ્છકારી ભગવન્ પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી. તે વારે વડિલ કરેમિ ભંતે કહે. વડીલ ન હોય તો પોતે કહે. પછી ખમાસમણ દેઈ ઇચ્છા૦ બેસણે સંદિસાહુ ? ઇચ્છં. પછી ખમાસમણ દેઈ ઇચ્છા૦ બેસણે ઠાઉં પછી ખમાસમણ દેઇ ઇચ્છા૦ સજ્ઝા-

ચ સંદિસાહુ ? ઇચ્છં૦ પછી ખમાસમણ દેઈ ઇચ્છા૦ સજ્ઝાય કરૂં ? ઇચ્છં. એમ કહી ત્રણ નવકાર ગણવા. પછી બે ઘડી સજ્ઝાય ધર્મધ્યાન કરવું.

## ॥ ઇતિ સામાયિક લેવાની વિધિ સમાપ્ત ॥

---

## ॥ હવે સામાયિક લેવાના વિધિમાં આવતા સૂત્રો અનુક્રમે લખીએ છીએ ॥

### ॥ નવકાર ॥

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં, નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વસાહૂણં, એસો પંચ નમુક્કારો, સવ્વપાવપ્પણાસણો, મંગલાણં ચ સવ્વેસિં, પઢમં હવઈ મંગલં ॥ ઇતિ ॥ ૧ ॥

### ॥ પંચિંદિઅ ॥

પંચિંદિઅ સંવરણો, તહ નવવિહ—બંભચેર ગુત્તિધરો; ચઉવિહ—કસાય—મુક્કો, ઇઅ અઠ્ઠારસ ગુણેહિં સંજુત્તો ॥૧॥ પંચ-મહવ્વયજુત્તો પંચ વિહાયારપાલણ—સમથ્થો ; પંચસમિઓ તિગુત્તો, છત્તીસ ગુણો ગુરૂ મજ્ઝ ॥ ૨ ॥

### ॥ ખમાસમણ ॥

ઇચ્છામિ ખમાસમણો, વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ, મત્થએણ વંદામિ ॥ ૩ ॥

### ॥ ઇરિયાવહી ॥

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! ઇરિયાવહિયં પડિક્કમામિ ! ઇચ્છં, ઇચ્છામિ પડિક્કમિઉં, ઇરિયાવહિયાએ, વિરા-

હણાએ. ગમણાગમણે, પાણક્કમણે બીયક્કમણે, હરિયક્કમણે, ઓસા ઉત્તિંગ—પણગ દગ—મટ્ટી—મક્કડા સંતાણા સંકમણે, જે મે જીવા વિરાહિયા, એગિંદિયા. બેઇંદિયા, તેઇંદિયા, ચઉરિંદિયા, પંચિંદિયા, અભિહયા, વત્તિયા, લેસિયા, સંઘાઇઆ, સંઘટ્ટિયા. પરિયાવિયા, કિલામિયા, ઉદ્દવિયા, ઠાણાઓ-ઠાણં સંકામિયા, જીવિયાઓ વવરોવિયા તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ઇતિ ॥ ૪ ॥

## ॥ તસ્સઉત્તરી ॥

તસ્સ ઉત્તરીકરણેણં, પાયચ્છિત્તકરણેણં, વિસોહી કરણેણં, વિસલ્લી કરણેણં, પાવાણં કમ્માણં. નિગ્ઘાયણટ્ઠાએ, ઠામિ કાઉસગ્ગં ॥ ઇતિ ॥ ૫ ॥

## ॥ અન્નત્થ ॥

અન્નત્થ ઊસસિએણં, નીસસિએણં, ખાસિએણં. છીએણં, જંભાઇએણં, ઉડ્ડુએણં, વાયનિસગ્ગેણં, ભમલીએ પિત્તમુચ્છાએ, સુહુમેહિં અંગસંચાલેહિં, સુહુમેહિં ખેલસંચાલેહિં, સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં, એવમાઇએહિં આગારેહિં, અભગ્ગો અવિરાહિઓ હુજ્જ મે કાઉસગ્ગો, જાવ અરિહંતાણં, ભગવંતાણં, નમુક્કારેણં, ન પારેમિ, તાવ કાયં, ઠાણેણં, મોણેણં, ઝાણેણં, અપ્પાણં વોસિરામિ ॥ ઇતિ ॥ ૬ ॥

( હવે એક લોગસ્સ ( અથવા ચાર નવકાર ) નો કાઉસગ્ગ કરવો પછી પ્રગટ લોગસ્સ કહેવો તે નીચે પ્રમાણે. )

## ॥ લોગસ્સ ॥

લોગસ્સ ઉજ્જોઅગરે, ધમ્મતિત્થયરે જિણે; અરિહંતે કિત્તઇસ્સં, ચઉવીસંપિ કેવલી ॥ ૧ ॥ ઉસભમજિઅં ચ વંદે, સંભવમભિણંદણં ચ સુમઇં ચ; પઉમપ્પહં સુપાસં, જિણં ચ

ચંદપ્પહં વંદે ॥ ૨ ॥ સુવિહિં ચ પુપ્ફદંતં, સિઅલ-સિજ્જં-સ વાસુપુજ્જં ચ; વિમલમણંતં ચ જિણં, ધમ્મં સંતિં ચ વંદામિ. ॥ ૩ ॥ કુંથું અરં ચ મલ્લિં, વંદે મુણિસુવ્વયં નમિજિણં ચ; વંદામિ રિટ્ઠનેમિં, પાસં તહ વદ્ધમાણં ચ ॥ ૪ ॥ એવં મએ અભિથુઆ, વિહુય રયમલા પહીણ જર મરણા; ચઉવીસંપિ જિણવરા, તિત્થયરા મે પસીયંતુ ॥ ૫ ॥ કિત્તિયવં-દિય-મહિયા, જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા; આરૂગ્ગ બોહિ-લાભં, સમાહિવરમુત્તમં દિંતુ ॥ ૬ ॥ ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં પયાસયરા; સાગરવરગંભીરા, સિદ્ધા સિ-દ્ધિં મમ દિસંતુ ॥ ૭ ॥ ઇતિ ॥ ૭ ॥

ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ મત્થએણ વંદામિ, ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક મુહુપત્તિ પડિલેહું ? ઇચ્છં ( ૧ એમ કહી મુહપત્તિના પચીસ તથા અંગની પડિલેહણાનાપચીસ બોલ કહી મુહુપત્તિ નીચે પ્રમાણે ક્રિયા કરી પડી લેહવી.

---

૧ પ્રથમ મુહપત્તિ ઉકેલીને બે છેડા બે હાથે પકડી પહેલા પાસે ( સુત્ર[1] ) અને બીજે પાસે ( અર્થ[2] ) તેનું ( તત્ત્વ[3] ) સમ્યક પ્રકારે હૃદયને વિષે ધરૂં એમ ચિંતવી બે પાસાં જોઇ લેવાં, ત્યાર પછી જમણા હાથમાં પકડેલો છેડો ડાબા હાથ ઉપર નાખી ડાબા હાથમાં પકડેલો છેડો જમણા હાથે પકડવો એમ ફેરવી બે હાથે પકડી ડાબા હાથવાળા છેડાને ( સમકિત મોહની, મિશ્ર મોહની, મિથ્યાત્વ

---

૧-૨-૩—આ એકજ બોલ સમજવો, બાકી કાંઉસમાં રહેલા બધા બોલ છે.

પછી ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ, મત્થએણ વંદામિ. ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક સંદિસાહુ ? ઇચ્છં, ઇચ્છામિ ખમાસમણો વંદિઉં- જાવણિજ્જાએ નિસીહીઆએ મત્થએણ વંદામિ. ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક ઠાઉં ? ઇચ્છં. પછી બે હાથ જોડી નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં.

---

મોહની પરીહરૂં ) એ ત્રણ બોલથી નચાવવાની પેરે હેલાવવો, તેજ પ્રમાણે જમણા હાથના છેડાને ( કામરાગ, સ્નેહરાગ, દૃષ્ટિરાગ પરિહરૂ, ) એ ત્રણ બોલથી પખોડા કરવા, પછી મુહપત્તી ફેરવી એકેક પડથી વાળી ત્રણ વધુકટ કરી જમણા હાથની ચાર આંગળીઓ વચ્ચે ભરાવી ડાબા હાથની પસલી કરીને ( સુદેવ સુગુરૂ, સુધર્મ આદરૂં, ) એ બોલથી ત્રણ અખોડા પસલી કરવી પછી મુહપત્તિ ઉંચી રાખી પસલી અવળી કરી હાથના તલાને મુહપત્તિ ન અડકે તેવી રીતે ( કુદેવ, કુગુરૂ, કુધર્મ પરીહરૂં ) એ બોલથી ખંખેરી ત્રણ પખોડા કરવા, પછી (જ્ઞાન દર્શન ચારિત્ર આદરૂં ) એ બોલથી ત્રણ પ્રમાર્જના પસલી માંહેથી ઘસી કાઢવી, પછી મુહપત્તિ ડાબા હાથમાં લઇ એકેક પડથી વાળી ત્રણ વધુકટ કરી ડાબા હાથની ચાર આંગળીઓ વચ્ચે ભરાવી, જમણા હાથની પસલી કરીને (જ્ઞાનવિરાધના, દર્શનવિરાધના, ચારિત્રવિરાધના, પરીહરૂં ) એ ત્રણ બોલથી અખોડા પસલી કરવી, પછી મુહપત્તિ ઉંચી રાખી પસલી અવળી કરી હાથના તલાને મુહ-

નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વસાહૂણં, એસો પંચ નમુક્કારો, સવ્વપાવપ્પણાસણો. મંગલાણં ચ સવ્વેસિં, પઢમં હુવઈ મંગલં. ઇચ્છિકારી ભગવન્ પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી ( તે વારે વડિલ હોય તે કરેમિભંતે કહે, વડીલ ના હોય તો પોતાની મેળે ઉચ્ચરવું તે નીચે પ્રમાણે. )

---

પત્તિ ન અડકે તેવી રીતે ( મનગુપ્તી. વચનગુપ્તી, કાયગુપ્તી આદરૂં ) એ ત્રણ બોલથી ખંખેરી ત્રણ પખોડા કરવા, પછી મન દંડ, વચન દંડ, કાય દંડ પરીહરૂ ) એ ત્રણ બોલથી ત્રણ પ્રમાર્જના પચલી માંહેથી ઘસી કાઢવી પછી તરતજ અંગની પડીલેહણા માટે ૨૫ બોલની નીચે મુજબ શરૂઆત કરવી. હાસ્ય, રતી, અરતી, પરીહરં ) એ ત્રણ ડાબા હાથની ભુજાએ કોણીથી ઉપરનાં ભાગે કહેવા. ભય, શોક, દુગછા પરીહરૂં એ ત્રણ જમણા હાથની ભુજાયે કોણીથી ઉપરના ભાગે કહેવા ( કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા પરીહરૂં ) એ ત્રણ મસ્તકે પ્રમાર્જના કરવી. ( રસગારવ, ઋદ્ધિગારવ, શાતાગારવ, પરીહરૂં) એ ત્રણ મુખે પ્રમાર્જના કરવી ( માયાશલ્ય, નિયાણશલ્ય, મિથ્યાત્વશલ્ય પરીહરૂં ) એ ત્રણ છાતીએ પ્રમાર્જના કરવી ( ક્રોધ, માન પરીહરૂ. ) ડાબા ખભાની નીચે પીઠની બાજુએ કહેવા. ( માયા, લોભ પરીહરૂં ) જમણા ખભાની નીચે પીઠની બાજુએ કહેવા ( પૃથ્વીકાય, અપકાય, તેઉકાય ની જયણા કરૂં ડાબા પગે ઢીંચણની નીચે ત્રણ કહેવા, ( વાઉકાય, વનસ્પતિકાય, ત્રસકાયની રક્ષા કરૂં ) જમણા

## ॥ કરેમિ ભંતે ॥

કરેમિ ભંતે ! સામાઇયં, સાવજ્જં જોગં પચ્ચખ્ખામિ, જાવ નિયમં પજ્જુવાસામિ, દુવિહં, તિવિહેણં, મણેણં, વાયાએ, કાએણં, ન કરેમિ, ન કારવેમિ તસ્સ ભંતે પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ ॥

## ॥ ખમાસમણ ॥

ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ મત્થએણ વંદામિ ॥ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ બેસણે સંદિસાહુ ! ઇચ્છં ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહીઆએ, મત્થએણ વંદામિ ॥ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ બેસણે ઠાઉં? ઇચ્છં ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણીજ્જાએ નિસીહિઆએ મત્થએણ વંદામિ ॥ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સજ્ઝાય સંદિસાહું ? ઇચ્છં ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ મત્થએણ વંદામિ ॥ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સજ્ઝાય કરૂં ? ઇચ્છં ॥ બે હાથ જોડી ( ત્રણ ) નવકાર ગણવા )

## ॥ નવકાર ॥

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિઆણં,

---

પગે ઢીંચણથી નીચે ત્રણ કહેવા. ઉપર મુજબ પચાસ બોલથી મુહુપત્તિ પડીલેહવી જોઇએ )

નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વસાહૂણં, એસો પંચ નમુક્કારો, સવ્વપાવપ્પણાસણો, મંગલાણં ચ સવ્વેસિં, પઢમં હવઈ મંગલં ( ૧ ) નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિઆણં, નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વસાહૂણં, એસો પંચ નમુક્કારો સવ્વપાવપ્પણાસણો, મંગલાણં ચ સવ્વેસિં પઢમં હવઈ મંગલં. ( ૨ ) નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિઆણં, નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વસાહૂણં, એસો પંચ નમુક્કારો, સવ્વપાવપ્પણાસણો, મંગલાણં ચ સવ્વેસિં, પઢમં હવઈ મંગલં. ( ૩ ) હવે બે ઘડી ( અડતાલીસ મીનીટ ) સજ્ઝાય ધર્મધ્યાન ( ભણવું વિગેરે ) કરવું.

## ॥ ઇતિ સામાયિક લેવાનો વિધિ ॥

---

## ॥ સામાયિક પારવાની વિધિ ॥

ખમાસમણ દઈ ઈરિયાવહી પડીકકમી તસ્સ ઉત્તરી અન્નત્થ કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસગ્ગ કરવો. તે પારી પ્રગટ લોગસ્સ કહેવો. પછી ખમાસમણ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ મહુપત્તિ પડિલેહું, ઇચ્છં એમ કહી મુહપત્તી પડિલેહિએ. પછી ખમાસમણ દઈ ઇચ્છા૦ સામાયિક પારૂં ? યથા શક્તિ વળી ખમાસમણ દઈ ઇચ્છા૦ સામાયિક પાર્યું. તહત્તિ એમ કહી પછી જમણો હાથ ચવળા અથવા કટાસણા ઉપર થાપી એક નવકાર ગણી સામાઇય વયજુત્તો કહેવો. પછી જમણો હાથ સ્થાપનાજી સન્મુખ સવળો રાખી સામાઇય

૪૮ માં પેજની છેલ્લી લીટીમાં 'સામાયિક' શબ્દ વધુ છપાયો છે. માટે નકામો છે.

---

એક નવકાર ગણીને ઉઠી જવું.

## ॥ ખમાસમણ ॥

ઇચ્છામિ ખમાસમણો, વંદિઉં જાવણિજ્જાએ; નિસીહિઆએ, મત્થએણ વંદામિ ॥

## ॥ ઇરિયાવહી ॥

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! ઇરિઆવહિયં પડિક્કમામિ ! ઇચ્છં, ઇચ્છામિ પડિક્કમિઉં, ઇરિયાવહિયાએ, વિરાહણાએ, ગમણાગમણે, પાણક્કમણે, બીયક્કમણે, હરિયક્કમણે, ઓસા ઉત્તિંગ, પણગ-દગ-મટ્ટી-મકડા સંતાણા સંકમણે, જે મે જીવા વિરાહિયા, એગિંદિયા, બેઇંદિયા, તેઇંદિયા ચઉરિંદિયા, પંચિંદિયા, અભિહયા, વત્તિયા, લેસિયા, સંઘાઇયા, સંઘટ્ટિયા, પરિયાવિયા, કિલામિયા, ઉદ્દવિયા, ઠાણાઓ ઠાણં સંકામિયા, જીવિયાઓ વવરોવિઆ, તસ્સ મિચ્છામિ દુક્કડં ॥

## ॥ તસ્સઉત્તરી ॥

તસ્સ ઉત્તરીકરણેણં, પાયચ્છિત્તકરણેણં, વિસોહિકરણેણં, વિસલ્લીકરણેણં, પાવાણં કમ્માણં, નિગ્ઘાયણટ્ઠાએ, ઠામિ કાઉસગ્ગં ॥

## ॥ અન્નત્થ ॥

અન્નત્થ ઊસસિએણં, નીસસિએણં, ખાસિએણં, છીએણં,

જંભાઈએણં, ઉડ્ડુએણં, વાયનિસગ્ગેણં,ભમલીએ પિત્તમુચ્છાએ, સુહુમેહિ અંગસંચાલેહિ,સુહુમેહિં ખેલસંચાલેહિં,સુહુમેહિં દિ-ઠ્ઠિસંચાલેહિં, એવમાઈએહિં આગારેહિં, અભગ્ગો અવિરાહિઓ, હુજ્જ મે કાઉસગ્ગો, જાવ અરિહંતાણં ભગવંતાણં, નમુક્કારેણં,ન પારેમિ, તાવકાયં,ઠાણેણં,મોણેણં, ઝાણેણં, અપ્પાણં વોસિરામિ ॥ પછી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસગ્ગ કરવો ॥ તે પારીને પ્રગટ લોગસ્સ કહેવો )

## ॥ લોગસ્સ ॥

લોગસ્સ ઉજ્જોઅગરે, ધમ્મતિત્થયરે જિણે; અરિહંતે કિત્તઈસ્સં, ચઉવીસંપિ કેવલી ૧ ઉસભમજિઅં ચ વંદે, સંભવમભિણંદણં ચ સુમઈ ચ; પઉમપ્પહં સુપાસં, જિણં ચ ચંદપ્પહં વંદે ૨ સુવિહિં ચ પુપ્ફદંતં, સીઅલસિજ્જંસ વા-સુપુજ્જં ચ; વિમલમણંતં ચ જિણં, ધમ્મં સંતિં ચ વંદામિ ૩ કુંથું અરં ચ મલ્લિં, વંદે મુણિસુવ્વયં નમિજિણં ચ; વં-દામિ રિટ્ઠનેમિં, પાસં તહ વદ્ધમાણં ચ ૪ એવં મએ અભિ-થુઆ, વિહુયરયમલા પહીણજરમરણા; ચઉવીસંપિ જિણવરા, તિથ્થયરા મે પસીયંતુ, ૫ કિત્તિય-વંદિય-મહિયા, જે એ લો-ગસ્સ ઉત્તમા સિદ્ધા; આરૂગ્ગ-બોહિલાભં, સમાહિવરમુત્તમં દિંતુ ૬ ચંદેસુ નિમ્મલયરા, આઈચ્ચેસુ અહિયં પયાસયરા; સાગરવરગંભીરા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ ॥ ૭ ॥ ( પછી )

## ॥ ખમાસમણુ ॥

ઇચ્છામિ ખમાસમણો, વંદિઉં જાવણિજ્જાએ, નિસીહિઆએ,

મત્થએણ વંદામિ ।। ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં. એમ કહી મુહપત્તિ પડિલેહવી. ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક પારૂં ? યથાશક્તિ ( કહી ) ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ, મત્થએણ વંદામિ ।। ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક પાર્યું. તહત્તિ ( પછી ) જમણો હાથ ચરવલા અગર કટાસણા ઉપર સ્થાપી નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં, નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વસાહૂણં, એસો પંચ નમુક્કારો, સવ્વપાવપ્પણાસણો, મંગલાણં ચ સવ્વેસિં, પઢમં હવઇ મંગલં.

## ।। સામાઇય વયજુત્તો ।।

સામાઇયવયજુત્તો, જાવ મણે હોઇ નિયમસંજુત્તો ; છિન્નઇ અસુહં કમ્મં,સામાઇય જત્તિઆવારા. ૧ સામાઇયંમિ ઉ કએ સમણો ઇવ સાવઓ હવઇ જમ્હા; એએણ કારણેણં, બહુસો સામાઇયં કુજ્જા . ૨ સામાયિક વિધિએ લીધું, વિધે પાર્યું. વિધિ કરતાં જે કોઇ અવિધિ હુઓ હોય, તે સવિ હું મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં. ( પછી જમણો હાથ સ્થાપનાજી સન્મુખ સવળો રાખી એક નવકાર ગણવો. ) નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિઆણં, નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વસાહૂણં, એસો પંચ નમુક્કારો, સવ્વપાવપ્પણાસણો, મંગલાણં ચ સવ્વેસિં, પઢમં હવઇ મંગલં. ( જો આપણે સ્થાપનાચાર્ય ના સ્થાપ્યા હોય તો નવકાર કહેવો નહિં. ) ( અહીં ઉપરા ઉપરી બે કે ત્રણ સામાયિક કરવા હોય તો દરેક સામાયિક લેતાં લેવાની વિધિ કરવી, પણ વખતો વખત પારવું નહિં. બે સામાયિક કરવા હોય તો પુરા થએ અને ત્રણ સા-

માયિક કરવા હોય તો ત્રણ પુરા થએ એક વાર પારવું, એવી પ્રવૃત્તિ છે. )

## ॥ ઇતિ સામાયિક પારવાનો વિધિ ॥



## ॥ ગુરૂવંદન કરવાનો વિધ ॥

### ॥ ખમાસમણ ॥

ઇચ્છામિ ખમાસમણો, વંદિઉં જાવણિજ્જાએ; નિસીહિઆએ, મત્થએણ વંદામિ ॥ ઇચ્છામિ ખમાસમણો, વંદિઉં જાવણિજ્જાએ, નિસીહિઆએ, મત્થએણ વંદામિ.

### ॥ ઇચ્છકાર ॥

ઇચ્છકાર સુહરાઈ[1] ( સુહ દેવસિ[2] ) સુખ તપ શરીરનિરાબાધ, સુખ સંજમ જાત્રા નિર્વહો છોજી ? સ્વામી સાતા છેજી ? ભાત પાણીનો લાભ દેજોજી. [3]ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ, નિસીહિઆએ, મત્થએણ વંદામિ. ॥

---

૧. પ્રભાતથી તે બપોરના બાર સુધી 'સુહરાઇ' કહેવું.
૨. બપોરથી સંધ્યાકાળ સુધી 'સુહદેવસી' કહેવું.
૩. જો ગુરૂમહારાજ મુનિ હોય તો ખમાસમણું ન દેવું પણ આચાર્ય, ઉપાધ્યાય, પંન્યાસ કે ગણી હોય તો ખમાસમણ દેવું એવી રૂઢી છે.

## ॥ અબ્ભુટ્ઠિઅ સૂત્ર ॥

ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! અબ્ભુટ્ઠીઓમિ અ-બ્ભિંતર રાઇયં ( દેવસિઅં ) ખામેઉં ? ઈચ્છં ખામેમિ રા-ઈયં, (દેવસિઅં) જં કિંચિ અપત્તિઅં, પરપત્તિઅં, ભત્તે પાણે, વિણએ, વેઆવચ્ચે, આલાવે, સંલાવે, ઉચ્ચાસણે,સમાસણે, અં-તરભાસાએ-ઉવરિભાસાએ, જંકિંચિ મજ્ઝ વિણય-પરિહી-ણં, સુહુમં વા બાયરં વા, તુબ્ભે જાણહ, અહં ન યાણામિ તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ પછી ગુરૂને પુછવું-સ્વામી શાતા છે જી ? ॥

## ॥ ઈતિ ગુરૂ વંદન વિધિ ॥






॥ મંગળાચરણ ॥ ઉપજાતિ ॥

શ્રેયઃ શ્રિયાં મંગલકેલિસદ્મ,
નરેન્દ્રદેવેન્દ્રનતાંઘ્રિપદ્મ;
સર્વજ્ઞ ! સર્વાતિશયપ્રધાન,
ચિરં જય જ્ઞાનકલાનિધાન ॥ ૧ ॥

મંદીર છો મુક્તિતણી માંગલ્ય ક્રીડાના પ્રભુ,
ને ઇંદ્રિ નર ને દેવના સેવા કરે તારી વિભુ;
સર્વજ્ઞ છો સ્વામી વળી શિરદાર અતિશય સર્વના,
ઘણું જીવ તું ઘણું જીવ તું ભંડાર જ્ઞાન કળા તણા. ॥૧॥

અર્થ—મોક્ષરૂપી લક્ષ્મીના મંગલમય આનંદના ગૃહ, નરના ઇન્દ્ર—રાજાઓએ તથા દેવતાઓના ઇન્દ્રોએ નમન કર્યું છે જેના ચરણકમલમાં એવા, સર્વ અતિશયે કરીને મુખ્ય અને જ્ઞાનરૂપી કળાના ભંડાર એવા હે સર્વજ્ઞ પ્રભુ ! આપ ચિરકાળ જયવંતા વર્તો. ૧

## ॥ અભિધેય સૂચન ॥

જગત્ત્રયાધાર કૃપાવતાર,
દુર્વારસંસારવિકારવૈદ્ય ।
શ્રીવીતરાગ ત્વયિ મુગ્ધભાવા-
દ્વિજ્ઞ પ્રભો વિજ્ઞપયામિ કિંચિત્ ॥ ૨ ॥

ત્રણ જગતના આધાર ને અવતાર હે કરૂણાતણા,
વળી વૈદ્ય હે દુર્વાર આ સંસારનાં દુઃખો તણા;
વીતરાગ વલ્લભ વિશ્વના તુજ પાસ અરજી ઉચ્ચરૂં,
જાણો છતાં પણ કહી અને આ હ્રદય હું ખાલી કરૂં ॥ ૨

અર્થ– ત્રણ જગતના આધાર, કૃપાના અવતાર, અત્યંત દુઃખથી છુટે તેવા સંસારના વિકારોને મટાડવામાં વૈદ્ય સમાન, વીતરાગ ! બધું જાણવાવાળા એવા હે પ્રભુ ! હું તમારી પાસે બહુજ મુગ્ધભાવથી- ભોળાપણાથી કાંઇક વિનતિ કરૂં છુ.૨

---

## ॥ બાળક જેવા નિખાલસપણાથી વિનતિ કરવાનો નિર્ણય ॥

કિં બાલલીલાકલિતો ન બાલઃ,
પિત્રોઃ પુરો જલ્પતિ નિર્વિકલ્પઃ ।
તથા યથાર્થં કથયામિ નાથ,
નિજાશયં સાનુશયસ્તવાગ્રે ॥ ૩ ॥

શું બાળકો મા-બાપ પાસે બાળક્રીડા નવ કરે ?
ને મુખમાંથી જેમ આવે તેમ શું નવ ઉચ્ચરે;
તેમજ તમારી પાસ તારક આજ ભોળા ભાવથી
જેવું બન્યુ તેવું કહું તેમાં કશું ખોટું નથી. ॥ ૩ ॥

અર્થ—બાળક્રીડામાં આનંદ પામનાર બાળક પોતાના મા-બાપ પાસે કોઇ પણ જાતની શંકા રાખ્યા સિવાય ( જે-મનમાં આવે તે ) શું નથી બોલતો ? તેવીજ રીતે હે નાથ ! મારો આશય-મારૂં નિવેદન પશ્ચાત્તાપપૂર્વક હું આપની પાસે યથાર્થ રીતે કહીશ. ૩

## ॥ દાન, શિયળ, તપ અને ભાવના વિનાનું વ્યર્થ ભ્રમણ ।

દત્તં ન દાનં પરિશીલિતં ચ,
ન શાલિ શીલં ન તપોઽભિતપ્તં ।
શુભો ન ભાવોઽપ્યભવદ્‌ભવેઽસ્મિન,
વિભો મયા ભ્રાંતમહો મુધૈવ ॥ ૪ ॥

મેં દાન તો દીધું નહિં ને શિયળ પણ પાળ્યું નહિ,
તપથી દમી કાયા નહિ શુભ ભાવ પણ ભાવ્યો નહિ;
એ ચાર ભેદે ધર્મમાંથી કાંઇ પણ પ્રભુ નવ કર્યું,
મ્હારૂં ભ્રમણ ભવસાગરે નિષ્ફળ ગયું નિષ્ફળ ગયું !॥૪॥

અર્થ—હે પ્રભુ ! નથી મેં આ જન્મમાં દાન દીધું કે નથી શુદ્ધ બ્રહ્મચર્ય પાળ્યું, નથી કર્યો મેં તપ, તેમ નથી

અંતરમાં ભાવ્યો સારો ભાવ. એ ચાર પ્રકારના ધર્મમાંથી મેં કાંઈ પણ કર્યું નહિ. અરેરે ! મારો આ ભવનો ફેરો નકામોજ થયો. ૪ ,

---

## ॥ કષાયના બંધનથી પ્રભુને ભજવાની અશક્તિ ॥

દગ્ધોઽગ્નિના ક્રોધમયેન દષ્ટો,
દુષ્ટેન લોભાખ્યમહોરગેણ ।
ગ્રસ્તોઽભિમાનાજગરેણ માયા—
જાલેન બદ્ધોઽસ્મિ કથં ભજે ત્વામ ॥૫॥

હું ક્રોધ અગ્નિથી બળ્યો વળી લોભ સર્પ ડશ્યો મને,
ગળ્યો માનરૂપી અજગરે હું કેમ કરી ધ્યાવું તને ?
મન મારૂં માયાજાળમાં મોહન ! મહા મુંઝાય છે,
ચડી ચાર ચોરો હાથમાં ચેતન ઘણો ચગદાય છે. ॥ ૫ ॥

અર્થ—ક્રોધરૂપી અગ્નિએ મને બાળ્યો, દુષ્ટ લોભરૂપી મોટા સર્પે મને ડંશ દીધો, અભિમાન રૂપી અજગર મને ગળી ગયો અને માયા રૂપી જાળમાં હું બંધાયો. હે પ્રભુ ! હું તમને શી રીતે ભજું ? એ ચાર ચોરો ( ક્રોધ, માન, માયા અને લોભના વશ પડેલો મારો આત્મા ઘણો દુઃખી થાય છે.) ૫ .

---

## ॥ સત્કર્મને અભાવે ભવોની નિષ્ફળતા ॥

કૃતં મયાઽમુત્ર હિતં ન ચેહ,
લોકેઽપિ લોકેશ સુખં ન મેઽભૂત્ ।
અસ્માદૃશાં કેવલમેવ જન્મ,
જિનેશ જજ્ઞે ભવપૂરણાય ॥ ૬ ॥

મેં પરભવે કે આ ભવે પણ હિત કાંઈ કર્યું નહિ,
તેથી કરી સંસારમાં સુખ અલ્પ પણ પામ્યો નહિ;
જન્મો અમારા જિનજી ! ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમાં અજ્ઞાનથી હારી ગયા. ॥ ૬ ॥

અર્થ—હે ત્રણ જગતના નાથ ! આ ભવમાં તથા પરભવમાં મેં કોઇનું પણ હિત કરેલ ન હોવાથી લેશ માત્ર પણ સુખ મને મળ્યું નથી, હે પ્રભુ ! અમારા જેવાનો અવતાર તો જાણે ભવ પૂરો કરવા માટેજ થયો હોય તેમ લાગેછે. હાથમાં રહેલી તક અજ્ઞાનને લીધે નકામી ગઇ ૬.

---

## ॥ મનની પાષાણથી પણ વિશેષ કઠોરતા ॥

મન્યે મનો યન્ન મનોજ્ઞવૃત્ત,
ત્વદાસ્યપીયૂષમયૂખલાભાત્ ।
દ્રુતં મહાનંદરસં કઠોર—
મસ્માદૃશાં દેવ ! તદશ્મતોઽપિ ॥ ૭ ॥

અમૃત ઝરે તુજ મુખરૂપી ચંદ્રથી તો પણ પ્રભુ,
ભીંજાય નહિં મુજ મન અરેરે ! શું કરૂં હું તો વિભુ;
પત્થર થકી પણ કઠણ મારૂં મન ખરે ક્યાંથી દ્રવે,
મરકટ સમા આ મન થકી હું તો પ્રભુ હાર્યો હવે ॥ ૭ ॥

અર્થ—આનંદદાયક વર્તનવાળા હે પ્રભુ ! તમારા મુખરૂપી ચંદ્રના દર્શનનો લાભ થવા છતાં પણ આનંદરૂપી રસ મારા મનમાંથી ઝર્યો નહિં. તેથી હું ધારૂં છું કે મારૂં મન પાષાણથી પણ વધારે કઠોર છે. મરકટ ( વાંદરા ) સરખા આ મનથી હું હાર્યો છું. (મનને વશ રાખી શકતો નથી) ૭.

---

॥ દુષ્પ્રાપ્ય રત્નત્રયીનું પ્રમાદ વડે ગુમાવવું. ॥

ત્વત્તઃ સુદુઃપ્રાપ્યમિદં મયાપ્તં,
રત્નત્રયં ભૂરિ ભવભ્રમેણ ।
પ્રમાદનિદ્રાવશતો ગતં તત્,
કસ્યાગ્રતો નાયક ! પૂત્કરોમિ ॥ ૮ ॥

ભમતાં મહા ભવસાગરે પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન દર્શન ચરણરૂપી રત્નત્રય દુષ્કર ઘણા;
તે પણ ગયા પ્રમાદના વશથી પ્રભુ કહું છું ખરૂં,
કોની કને કિરતાર આ પોકાર હું જઈને કરૂં ? ॥૮॥

અર્થ—હે પ્રભુ ! દુઃખથી પ્રાપ્ત કરી શકાય તેવાં ( જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપી ) ત્રણ રત્નો બહુ ભવોમાં ભ્રમણ કર્યાં પછી

આપની પાસેથી મેં મેળવ્યાં; પરંતુ તે પણ પ્રમાદ અને નિદ્રા-ના વશવર્તીપણામા હું ગુમાવી બેઠો. હવે હું કોની પાસે જઇને પોકાર કરૂં ! ૮,

---

## ॥ વૈરાગ્ય, ધર્મ અને વિદ્યાદિનો દુરૂપયોગ ॥

વૈરાગ્યરંગઃ પરવંચનાય,
 ધર્મોપદેશો જનરંજનાય ।
વાદાય વિદ્યાધ્યયનં ચ મેઽભૂત,
 કિયદ્ બ્રુવે હાસ્યકરં સ્વમીશ ॥ ૯ ॥

ઠગવા વિભુ આ વિશ્વને વૈરાગ્યના રંગો ધર્યા,
ને ધર્મના ઉપદેશ રંજન લોકને કરવા કર્યા;
વિદ્યા ભણ્યો હું વાદ માટે કેટલી કથની કહું ?
સાધુ થઈને બ્હારથી દાંભિક અંદરથી રહું ॥ ૯ ॥

અર્થ—હે પ્રભુ ! મેં વૈરાગ્યનો દેખાવ કર્યો તે પણ બીજાને ઠગવા માટે, ધર્મનો ઉપદેશ કર્યો તે માત્ર લોકોને ખુશી કરવા માટે, વિદ્યા ભણ્યો તે પણ માત્ર વાદ કરવાને માટે, આપને મારી હસવા જેવી કેટલીક વાતો કહું ? હું તો સાધુ-પણાનો ડોળ કરતો રહું છું ૯.

---

## ॥ મુખ, ચક્ષુ તથા મનનો દુરૂપયોગ ॥

પરાપવાદેન મુખં સદોષં,
નેત્રં પરસ્ત્રીજનવીક્ષણેન ।
ચેત: પરાપાયવિચિંતનેન,
કૃતં ભવિષ્યામિ કથં વિભોઽહં ॥ ૧૦ ॥

મેં મુખને મેલું કર્યું દોષો પરાયા ગાઈને,
ને નેત્રને નિંદિત કર્યાં પરનારીમાં લપટાઇને;
વળી ચિત્તને દોષિત કર્યું ચિંતી નઠારૂં પરતણું,
હે નાથ ! મારૂં શું થશે ચાલાક થઈ ચુકયો ઘણું. ॥૧૦॥

અર્થ—અન્યનું વાંકું બોલીને મેં મારા મુખને, પારકી સ્ત્રીઓને જોઇને મારી આંખોને, પારકાનું અશુભ ચિંતવીને મારા ચિત્તને, મેં દોષિત કર્યાં છે. હે પ્રભુ ! હવે મારૂં શું થશે ? ॥૧૦॥



## ॥ કામાંધ થઈ આત્માને ઉપજાવેલી પીડા. ॥

વિડંબિતં યત્સ્મરઘસ્મરાર્ત્તિ,
દશાવશાત્સ્વં વિષયાંધલેન ।
પ્રકાશિતં તદ્ભવતો હ્રિયૈવ,
સર્વજ્ઞ સર્વં સ્વયમેવ વેત્સિ ॥ ૧૧ ॥

કરે કાળજાને કતલ પીડા કામની બિહામણી,
એ વિષયમાં બની અંધ હું વિડંબના પામ્યો ઘણી;

તે પણ પ્રકાશ્યું આજ લાવી લાજ આપતણી કને,
જાણો સહુ તેથી કહું કર માફ મારા વાંકને ॥૧૨॥

અર્થ—કામથી આંધળા બનેલા મેં કામદેવરૂપી રાક્ષસથી મારી જાતને બહુ કદર્થના ઉપજાવી, હે સર્વજ્ઞ! શરમ આવે છે, તો પણ તે બધું હું આપની સન્મુખ પ્રગટ કરૂં છું. જો કે આપ તો તે સર્વ હકીકત જાણો છો, મારા ગુન્હા માફ કરો. ૧૧

---

## ॥ મતિભ્રમથી કરેલાં અકાર્યો ॥

ધ્વસ્તોઽન્યમંત્રૈઃ પરમેષ્ઠિમંત્રઃ ।
કુશાસ્ત્રવાક્યૈર્નિહતાગમોક્તિઃ ।
કર્તું વૃથા કર્મ કુદેવસંગા—
દવાંછિ હે નાથ મતિભ્રમો મે ॥ ૧૨ ॥

નવકાર મંત્ર વિનાશ કીધો અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રના વાક્યો વડે હણી આગમોની વાણીને;
કુદેવની સંગત થકી કર્મો નકામાં આચર્યાં,
મતિભ્રમણથી રત્નો ગુમાવી કાચ કટકા મેં ગ્રહ્યા. ॥ ૧૨ ॥

અર્થ—( ઐહિક સુખ દેનાર ) અન્ય મંત્રો વડે પરમેષ્ઠિ મંત્ર ( નવકાર મંત્ર ) નો મેં નાશ કર્યો. ( ત્યજી દીધો ) ખોટાં શાસ્ત્રોનાં પ્રમાણથી જૈન આગમનાં વાક્યો ઉપર પ્રહાર કર્યાં; ખરાબ દેવના સમાગમથી નકામાં ( આત્માને

હાનિકારક ) કર્મો કરવાની મને ઇચ્છા થઇ, હે નાથ ! આ તે મારી કઇ જાતની માનસિક ભ્રમણા ! ! ! ૧૨

---

## ॥ આપને મૂકીને મેં કરેલો સ્ત્રીઓના વિલાસની ભાવના. ॥

વિમુચ્ય દૃગ્લક્ષ્યગતં ભવંતં,
ધ્યાતા મયા મૂઢધિયા હૃદંત: ।
કટાક્ષવક્ષોજગભીરનાભિ--
કટીતટીયા: સુદૃશાં વિલાસા: ॥ ૧૩ ॥

આવેલ દૃષ્ટિમાર્ગમાં મૂકી મહાવીર આપને,
મેં મૂઢધિએ હૃદયમાં ધ્યાયા મદનના ચાપને;
નેત્રબાણો ને પયોધર નાભી ને સુંદર કટી,
શણગાર સુંદરીઓ તણા છટકેલ થઈ જોયાં અતિ ॥૧૩॥

અર્થ—દૃષ્ટિગોચર થએલા આપને છોડીને મૂઢબુદ્ધિવાળા મેં અંતરમાં સુંદર આંખોવાળી સ્ત્રીઓના કટાક્ષ, સ્તન, નાભી તથા કટીતટનુંજ ધ્યાન ધર્યું. ॥ ૧૩ ॥

---

## ॥ સ્ત્રીમુખ દર્શનથી ઉત્પન્ન થએલ રાગની તીવ્રતા. ॥

લોલેક્ષણા વક્ત્રનિરીક્ષણેન,
યો માનસે રાગલવો વિલગ્ન: ।
ન શુદ્ધસિદ્ધાંતપયોધિમધ્યે,
ધૌતોઽપ્યગાત્તારક કારણં કિમ્ ॥ ૧૪ ॥

મૃગનયણી સમ નારીતણાં મુખચંદ્ર નીરખવાવતી,
મુજ મન વિષે જે રંગ લાગ્યો અલ્પ પણ ગૂઢો અતિ;
તે શ્રુત રૂપ સમુદ્રમાં ધોયા છતાં જાતો નથી,
તેનું કહો કારણ તમે બચું કેમ હું આ પાપથી ? ॥ ૧૪॥

અર્થ—( સ્ત્રીઓના ) ચપળ ચક્ષુયુક્ત ચહેરાને જોવાથી મનની અંદર જે રાગનો અંશ જરા જરા લાગ્યો છે તે પવિત્ર શાસ્ત્રરૂપી સમુદ્રમાં ધોયા છતાં પણ જતો નથી, હે તારક ! તેનું શું કારણ ?

---

## ॥ દરિદ્રી છતાં મારું અભિમાન ॥

અંગં ન ચંગં ન ગણો ગુણાનાં,
ન નિર્મલ: કોઽપિ કલાવિલાસ: ।
સ્ફુરત્પ્રભા ન પ્રભુતા ચ કાઽપિ.
તથાઽપ્યહંકારકદર્થિતોઽહં ॥ ૧૫ ॥

સુંદર નથી આ શરીર કે સમુદાય ગુણતણો નથી,
ઉત્તમ વિલાસ કળાતણો દેદીપ્યમાન પ્રભા નથી;
પ્રભુતા નથી તો પણ પ્રભુ અભિમાનથી અક્કડ ફરું,
ચોપાટ ચાર ગતિ તણી સંસારમાં ખેલ્યા કરું ॥ ૧૫ ॥

અર્થ—નથી મારૂં શરીર સુંદર, કે નથી હું ગુણોનો ભંડાર, નથી વિકાસ પામેલી મારામાં કોઇ કળા, તેમ નથી ઝળકતું જરા પણ તેજ, વળી મારામાં એવી કાંઇ નથી પ્રભુતા; છતાં અહંકાર મને છોડતો નથી. ( એ દરેકનો હું અહંકાર કર્યાં કરૂં છું. ) ૧૫.

---

## ॥ મહા મોહથી ગ્રસ્ત થએલ મારી અપદશા ॥

આયુર્ગલત્યાશુ ન પાપબુદ્ધિ-
ર્ગતં વયો નો વિષયાભિલાષઃ ।
યત્નશ્ચ ભૈષજ્યવિધૌ ન ધર્મે,
સ્વામિન્મહામોહવિડંબના મે ॥ ૧૬ ॥

આયુષ્ય ઘટતું જાય તોપણ પાપબુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ વિષયાભિલાષા નવ મટે;
ઔષધ વિષે કરૂં યત્ન પણ હું ધર્મને તો નવ ગણું,
બની મોહમાં મસ્તાન હું પાયા વિનાના ઘર ચણું. ॥૧૬॥

અર્થ—મારૂં આયુષ્ય ઘટતું જાય છે, પરંતુ પાપ વૃત્તિ ઘટતી નથી; ઉમ્મર ( જુવાની ) ચાલી જાય છે, પરંતુ વિષય તૃષ્ણા ઘટતી નથી; ઔષધ માટે હું યત્ન કરૂં છું, પણ ધર્મ માટે કાંઇ યત્ન કરતો નથી; હે સ્વામિન્ ! મહામોહથી ઘેરાએલી એવી મારી સ્થિતિ તો જુઓ ! ! ૧૬.

---

## ॥ આપની વાણીની હાજરી છતાં અન્યની વાણીનો કરેલ સ્વીકાર ॥

નાત્મા ન પુણ્યં ન ભવો ન પાપં,
મયા વિટાનાં કટુગીરપીયમ્ ।
અધારિ કર્ણે ત્વયિ કેવલાર્કે,
પરિસ્ફુટે સત્યપિ દેવ ધિગ્મામ્ ॥ ૧૭ ॥

* આત્મા નથી પરભવં નથી વળી પુણ્ય પાપ કશું નથી,
મિથ્યાત્વીની કટુ વાણી મેં ધરી કાન પીધી સ્વાદથી;
રવિ સમ હતા જ્ઞાને કરી પ્રભુ આપશ્રી તો પણ અરે,
દીવો લઈ કુવે પડયો ધિક્કાર છે મુજને ખરે ॥ ૧૭ ॥

અર્થ—કેવળજ્ઞાન વડે સૂર્ય સમાન તમે પ્રગટ હોવાં છતાં મારા કાનમાં આવેલ મિથ્યાત્વની ખોટી વાણી જેવી કે ' આત્મા નથી, પુણ્ય નથી, પરભવ નથી, પાપ નથી ' વિગેરે મેં પ્રેમથી ધારણ કરી; તેથી હે દેવ મને ધિક્કાર છે. ૧૭

---

## ॥ મારાથી હારી જવાયેલ મનુષ્ય જન્મ ॥

ન દેવપૂજા ન ચ પાત્રપૂજા,
ન શ્રાદ્ધધર્મશ્ચ ન સાધુધર્મઃ ।
લબ્ધ્વાપિ માનુષ્યમિદં સમસ્તં,
કૃતં મયારણ્યવિલાપતુલ્યં ॥ ૧૮ ॥

મેં ચિત્તથી નહિ દેવની કે પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો ધર્મ પણ પાળ્યો નહિ;

પામ્યો પ્રભુ ! નરભવ છતાં રણમાં રડયા જેવું થયું,
ધોબી તણા કુત્તા સમું મમ જીવન સહુ એળે ગયું. ॥૧૮॥

અર્થ—મેં ન કરી દેવની પૂજા, તેમ ન કરી પાત્રની પૂજા, ( સુપાત્ર દાન દેવું તે. ) ન કરી મેં શ્રાવક ધર્મની ઉપાસના, તેમ ન કરી મેં સાધુધર્મની પ્રતિપાલના, મનુષ્ય જન્મ પામીને તે જંગલમાં કરાતા રૂદનની માફક મેં નિષ્ફળ ગુમાવ્યો. ૧૮

---

## ॥ જૈનધર્મ પામ્યા છતાં કલ્પવૃક્ષાદિકની કરેલી સ્પૃહા ॥

ચક્રે મયાઽસત્સ્વપિ કામધેનુ—
કલ્પદ્રુચિંતામણિષુ સ્પૃહાર્તિ: ।
ન જૈનધર્મે સ્ફુટશર્મદેઽપિ,
જિનેશ ! મે પશ્ય વિમૂઢભાવમ ॥ ૧૯ ॥

હું કામધેનુ કલ્પતરૂ ચિંતામણિના પ્યારમાં,
ખોટા છતાં ઝંખ્યો ઘણું બની લુબ્ધ આ સંસારમાં;
જે પ્રગટ સુખ દેનાર ત્હારો ધર્મ તે સેવ્યો નહિ,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી નાથ કર કરૂણા કંઈ ॥૧૯॥

અર્થ—કામધેનુ, કલ્પવૃક્ષ અને ચિંતામણિ જેવી ચીજો અછતી હોવા છતાં મેં તેઓના ઉપર આસકિત કરી—તે મેળવવા પ્રયાસ કર્યો, પરંતુ પ્રત્યક્ષ સુખ આપી શકનાર જૈનધર્મને

વિષે મેં આસક્તિ ન કરી, હે પ્રભુ ! મારી મુર્ખાઇ જોઇ મારા ઉપર દયા કરો. ૧૯

---

## ॥ વિપર્યાસ બુદ્ધિ ॥

સદ્ભોગલીલા ન ચ રોગકીલા,
ધનાગમો નો નિધનાગમશ્ચ ।
દારા ન કારા નરકસ્ય ચિત્તે,
વ્યચિંતિ નિત્યં મયકાધમેન ॥ ૨૦ ॥

મેં ભોગ સારા ચિંતવ્યા તે રોગ સમ ચિંત્યા નહિ.
આગમન ઇચ્છયું ધનતણું પણ મૃત્યુને પ્રીછયું નહિ;
નહિ ચિંતવ્યું મેં નર્ક કારાગ્રહ સમી છે નારીઓ,
મધુબિંદુની આશા મહીં ભય માત્ર હું ભુલી ગયો ॥૨૦॥

અર્થ—મારા અંતરમાં સુન્દર ભોગને મેં અધમે ચિંતવ્યા પરંતુ રોગની ખાણ તરીકે તેની મેં ચિંતવના ન કરી; ધન-પ્રાપ્તિનો મેં વિચાર કર્યો, પરંતુ તે મૃત્યુને બોલાવવા જેવું છે તે ભુલી ગયો; સ્ત્રીઓનો ઉહાપોહ કર્યો, પરંતુ તે નરકનું બંદીખાનું છે તેનુ ભાન મને અધમને કદિ પણ ન થયું. ૨૦

---

## ॥ મારા જન્મની નિષ્ફળતા ॥

સ્થિતં ન સાધોર્હ્રદિ સાધુવૃત્તાત્,
પરોપકારાન્ન યશોઽર્જિતં ચ ।
કૃતં ન તીર્થોદ્ધરણાદિ કૃત્યં,
મયા મુધા હારિતમેવ જન્મ ॥ ૨૧ ॥

હું શુદ્ધ આચારો વડે સાધુ હૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારના યશ પણ ઉપાર્જન નવ કર્યો;
વળી તીર્થના ઉદ્ધાર આદિ કોઈ કાર્યો નવ કર્યાં,
ફોગટ અરે આ લક્ષ ચોરાશી તણા ફેરા ફર્યા. ૨૧.

અર્થ—સારા વર્તનથી ઉત્તમ પુરૂષના હૃદયમાં મેં સ્થાન ન મેળવ્યું, બીજાનું ભલું કરી મેં કીર્તિ પણ પ્રાપ્ત ન કરી, તીર્થોધ્ધારાદિક કાર્યો પણ મેં ન કર્યા; મેં તો મારો જન્મ વ્યર્થ ગુમાવ્યો ।। ૨૧.

---

## ॥ સંસારસમુદ્રનો પાર ઉતરવા માટે સાધનનો અભાવ ॥

વૈરાગ્યરંગો ન ગુરુદિતેષુ,
ન દુર્જનાનાં વચનેષુ શાંતિઃ ।
નાધ્યાત્મલેશો મમ કોઽપિ દેવ,
તાર્યઃ કથંકારમયં ભવાબ્ધિઃ ॥ ૨૨ ॥

ગુરૂવાણીમાં વૈરાગ્ય કેરો રંગ લાગ્યો નહિ અને,
દુર્જન તણા વાકયો મહીં શાંતિ મળે કયાંથી મને ?
તરૂં કેમ હું સંસાર આ અધ્યાત્મ તો છે નહિ જરી,
તુટેલ તળીયાનો ઘડો જળથી ભરાયે કેમ કરી ? ॥ ૨૨ ॥

અર્થ--ગુરૂમહારાજનાં વચનથી મારા મનમાં વૈરાગ્યનો રંગ જામ્યો નહિ. તેમજ દુર્જનનાં વાકયો સાંભળી હું શાંતિ રાખી શકયો નહિ, હે દેવ ! અધ્યાત્મ જ્ઞાન જેવું તો મારામાં જરા પણ છેજ નહિ, ત્યારે આ સંસારસમુદ્ર મારાથી કેવી રીતે તરી શકાશે ? ૨૨

---

## ॥ ભૂત, વર્તમાન તથા ભવિષ્ય ત્રણે જન્મ હું તો હાર્યો ! !

પૂર્વે ભવેડકારિ મયા ન પુણ્ય—
  માગામિ જન્મન્યપિ નો કરિષ્યે ।
યદીદશોડહં મમ તેન નષ્ટા,
  ભૂતોદ્દભવદ્દભાવિભવત્રયીશ ॥ ૨૩ ॥

મેં પરભવે નથી પુણ્ય કીધું ને નથી કરતો હજી,
તો આવતા ભવમાં કહો કયાંથી થશે હે નાથજી !
ભૂત ભાવી ને સાંપ્રત ત્રણે ભવ નાથ હું હારી ગયો,
સ્વામી ત્રિશંકુ જેમ હું આકાશમાં લટકી રહ્યો. ૨૩.

અર્થ--આગલા ભવમાં મેં કાંઈ પુણ્ય કર્યું નહિ, તેમ હવે ભવિષ્યમાં કરી શકીશ પણ નહિ; હે ત્રણ જગતના નાથ ! હું તો આવો હોઇને મારા ભૂત, વર્તમાન તથા હવે પછીના બધા જન્મો વ્યર્થ ગયા—નાશ પામ્યા. ( પૂર્વ ભવે પુણ્ય કર્યું હોત તો અહીં ધર્મ કરત તો આગળના ભવમાં સારી સામગ્રી મળત તેથી ત્યાં પણ ધર્મ કરી શકત. આમ ન થવાથી મારા તો ત્રણે ભવ બગડયા ) ૨૩.

---

## ॥ પ્રભુનું સર્વજ્ઞત્વ સૂચન ॥

કિં વા મુધાઽહં બહુધા સુધાભુગ્--
 પૂજ્ય ત્વદગ્રે ચરિતં સ્વકીયં ।
જલ્પામિ યસ્માત્ ત્રિજગત્સ્વરૂપ--
 નિરૂપકસ્ત્વં કિયદેતદત્ર ॥ ૨૪ ॥

અથવા નકામું આપ પાસે નાથ શું બકવું ઘણું ?
હે દેવતાના પૂજ્ય ! આ ચારિત્ર મુજ પોતાતણું;
જાણો સ્વરૂપ ત્રણ લોકનું તો માહરૂં શું માત્ર આ,
જયાં ક્રોડનો હીસાબ નહિ ત્યાં પાઈની તો વાત ક્યાં? ॥૨૪॥

અર્થ– દેવોને પૂજવા યોગ્ય હે પ્રભુ ! મારૂં ચરિત્ર આપની સન્મુખ હું આથી વધારે નકામું કેટલુંક કહું ? કારણ કે

આપ તો ત્રણ જગતના સત્ય સ્વરૂપને પ્રત્યક્ષ દેખી શકો છો તો પછી મારૂં ચરિત્ર આપ જાણો તેમાં તો શું નવાઈ ! ૨૪

---

## ॥ છેલ્લી આંતરિક વિજ્ઞપ્તિ ॥

દીનોદ્ધારધુરંધરસ્ત્વદપરો નાસ્તે મદન્યઃ કૃપા—
પાત્રં નાત્ર જને જિનેશ્વર તથાપ્યેતાં ન યાચે શ્રિયમ્ ।
કિં ત્વર્હન્નિદમેવ કેવલમહો સદ્બોધિરત્નં શિવં,
શ્રી રત્નાકરમંગલૈકનિલય શ્રેયસ્કરં પ્રાર્થયે ॥ ૨૫ ॥

ત્હારાથી ન સમર્થ અન્ય દીનનો ઉદ્ધારનારો પ્રભુ,
મ્હારાથી નહિ અન્ય પાત્ર જગમાં જોતાં જડે હે વિભુ;
મુક્તિમંગળસ્થાન ! તોય મુજને ઈચ્છા ન લક્ષ્મી તણી,
આપો સમ્યગ્રત્ન શ્યામ જીવને તો તૃપ્તિ થાયે ઘણી ॥૨૫॥

અર્થ—હે જિનેશ્વર ! આપના જેવો રંકને ઉધ્ધારનાર કોઇ પ્રભુ નથી, તેમ મારા જેવું કૃપાનું પાત્ર પણ કોઇ નથી, તોપણ હું કાંઇ આપની પાસેથી ધન માગતો નથી પરંતુ મોક્ષરૂપ લક્ષ્મીના સમુદ્ર સમાન તથા મંગળમય એક સ્થાન એવા હે જિનેશ્વર પ્રભુ ! હું તો ફકત સર્વ શ્રેયઃસાધક સમ્યકત્વ રત્નનીજ પ્રાર્થના કરૂં છું. ૨૫

સમાપ્ત

॥ શ્રી જિનેંદ્રાય નમ: ॥

# અથ શ્રી સિધ્ધાચળજીની નવાણુજાત્રાની વિધિ.

## ॥ અથ શ્રી નવાણું જાત્રાનું ગણણું.



| | |
|---|---|
| ૧ શ્રી શત્રુંજય | ૨ શ્રી બાહુબલી |
| ૩ શ્રી મરૂદેવી | ૪ શ્રી પુંડરિકગિરિ |
| ૫ શ્રી રૈવતગિરિ | ૬ શ્રી વિમલાચલ |
| ૭ શ્રી સિદ્ધરાજ | ૮ શ્રી ભગીરથ |
| ૯ શ્રી સિદ્ધક્ષેત્ર | ૧૦ શ્રી સહસ્રકમલ |
| ૧૧ શ્રી મુક્તિનિલયગિરિ | ૧૨ શ્રી સિદ્ધાચલ |
| ૧૩ શ્રી શતકૂટ | ૧૪ શ્રી ઢંક |
| ૧૫ શ્રી કદંબ | ૧૬ શ્રી કોડીનિવાસો |
| ૧૭ શ્રી લોહિત્ય | ૧૮ શ્રી તાલધ્વજ |
| ૧૯ શ્રી પુણ્યરાશિ | ૨૦ શ્રી મહાબલગિરિ |
| ૨૧ શ્રી દૃઢશક્તિ | ૨૨ શ્રી શતપત્ર |
| ૨૩ શ્રી વિજયાનંદ | ૨૪ શ્રી ભદ્રંકર |
| ૨૫ શ્રી મહાપીઠ | ૨૬ શ્રી સુરગિરિ |
| ૨૭ શ્રી મહાગિરિ | ૨૮ શ્રીમહાનંદ |
| ૨૯ શ્રી કર્મસૂડણ | ૩૦ શ્રી કૈલાસગિરિ |

| | |
|---|---|
| ૩૧ શ્રી પુષ્પદંત | ૩૨ શ્રી જયંત |
| ૩૩ શ્રી આનંદ | ૩૪ ,, શ્રીપદ |
| ૩૫ ,, હસ્તગિરિ | ૩૬ ,, શાશ્વતગિરિ |
| ૩૭ ,, ભવ્યગિરિ | ૩૮ ,, સિદ્ધશેખર |
| ૩૯ ,, મહાજસ | ૪૦ ,, માલવંત |
| ૪૧ ,, પૃથિવીપીઠ | ૪૨ ,, દુઃખહરગિરિ |
| ૪૩ ,, મુક્તિરાજ | ૪૪ ,, મણિકંત |
| ૪૫ ,, મેરૂમહીધર | ૪૬ ,, કાંચનગિરિ |
| ૪૭ ,, આનંદધર | ૪૮ ,, પુણ્યકંદ |
| ૪૯ ,, જયાનંદ | ૫૦ ,, પાતાલમૂલ |
| ૫૧ ,, વિભાસ | ૫૨ ,, વિશાલ |
| ૫૩ ,, જગતારણ | ૫૪ ,, અકલંક |
| ૫૫ ,, અકર્મક | ૫૬ ,, મહાતીર્થ |
| ૫૭ ,, હેમગિરિ | ૫૮ ,, અનંતશક્તિ |
| ૫૯ ,, પુરૂષોત્તમ | ૬૦ ,, પર્વતરાજ |
| ૬૧ ,, જ્યોતિરૂપ | ૬૨ ,, વિલાસભદ્ર |
| ૬૩ ,, સુભદ્ર | ૬૪ ,, અજરામર |
| ૬૫ ,, ખેમંકરૂ | ૬૬ ,, અમરકંત |
| ૬૭ ,, ગુણકંદ | ૬૮ ,, સહસ્રપત્ર |
| ૬૯ ,, શિવંકરૂ | ૭૦ ,, કર્મક્ષય |
| ૭૧ ,, તમોકંદ | ૭૨ ,, રાજ્યરાજેશ્વર |
| ૭૩ ,, ભવતારણ | ૭૪ ,, ગજચંદ્ર |

૭૫ ,, મહોદય — ૭૬ ,, સુરકંત
૭૭ ,, અચલ — ૭૮ ,, અભિનંદ
૭૯ ,, સુમતિ — ૮૦ ,, શ્રેષ્ઠ
૮૧ ,, અભયકંદ — ૮૨ ,, ઉજ્વલગિરિ
૮૩ ,, મહાપદ્મ — ૮૪ ,, વિશ્વાનંદ
૮૫ ,, વિજયભદ્ર — ૮૬ ,, પર્વતેંદ્ર
૮૭ ,, કપર્દી — ૮૮ ,, મુક્તિનિકેતન
૮૯ ,, કેવલદાયક — ૯૦ ,, ચર્ચગિરિ
૯૧ ,, અષ્ટોતરશતકૂટ — ૯૨ ,, સૌંદર્ય
૯૩ ,, યશોધર — ૯૪ ,, પ્રીતિમંડણ
૯૫ ,, કામુક — ૯૬ ,, સહજાનંદ
૯૭ ,, મહેંદ્રધ્વજ — ૯૮ ,, સર્વાર્થસિદ્ધ
૯૯ ,, પ્રિયંકર

દરરોજ એકેક નામની એકેકી નવકારવાળી ગણવી.

---

## પરચુરણ વિધિ

---

સ્નાત્ર પાંચ-તે ક્યાં ક્યાં કરવાં તેની વિધિઃ—૧ તલાટીએ ૨ શાંતિનાથજીને દેહરે ૩ રાયણ તળે ૪ શ્રી પુંડરીકજીને દેહરે ૫ શ્રી મુળનાયકજીને દેહરે. નવાણુ જાત્રા કરનાર હંમેશાં દશ નવકારવાલી બાંધી ગણે ત્યારે એક લાખ નવકાર પુરા થાય.

## બે અઠમ તથા સાત છઠની વિધિ

| અ. | નામ, | નો | કા. | ખ. |
|---|---|---|---|---|
| ૧ | સહસ્ત્ર કમલાય નમઃ | ૨૦ | ૨૧ | ૨૧ |
| ૨ | ઋષભસર્વજ્ઞાય નમઃ | ૨૦ | ૨૧ | ૨૧ |
| ૩ | શ્રી પુંડરીક ગણધરાય નમઃ | ૨૦ | ૨૧ | ૨૧ |
| ૪ | શ્રી વિમલગણધરાય નમઃ | ૨૦ | ૨૧ | ૨૧ |
| ૫ | શ્રી શત્રુંજયાય નમઃ | ૨૦ | ૨૧ | ૨૧ |
| ૬ | શ્રી હરિગણધરાય નમઃ | ૨૦ | ૨૧ | ૨૧ |
| ૭ | શ્રી બાહુબલિગણધરાય નમઃ | ૨૦ | ૨૧ | ૨૧ |
| ૮ | શ્રી સહસ્ત્રાદિ ગણધરાય નમઃ | ૨૦ | ૨૧ | ૨૧ |
| ૯ | શ્રી કોડિગણધરાય નમઃ | ૨૦ | ૨૧ | ૨૧ |

આ છઠ્ઠ અઠ્ઠમ કરે ત્યાંસુધી બે વખત પડિક્કમણાં ને બે વખત પડિલેહણ કરે. ત્રણ વખત દેવ વાંદે, ત્રિકાલ પૂજા કરે, તેમાં મધ્યાન્હે યથાશક્તિ અષ્ટપ્રકારી પૂજા, એકત્રીસ સાથીઆ તથા ફુલ નવાણું ચઢાવે, જાત્રા કરનાર મનુષ્યે હમેશાં બે વખત પડિક્કમણાં કરવાં. સચિત્તનો ત્યાગ કરે, બ્રહ્મચર્ય પાળે. શક્તિ હોય તો એકાસણું પણ કરવું, ભૂમિએ સંથારો કરવો.

---

॥ મૃષાવાદ ત્યાગ—શક્તિ હોય તો પગે ચાલીને જાત્રા કરવી ॥

( ૧ ) યથાશક્તિ રથ જાત્રાનો વરઘોડો તથા નવાણુ પ્રકારી પૂજા તથા આંગી રચાવવી.
( ૨ ) હંમેશાં ત્રણ પ્રદક્ષિણા તથા એક વાર નવાણુ પ્રદક્ષિણા પણ દેવી.
( ૩ ) નવ સાથીઆ તથા નવ ફળ તથા નૈવેદ્ય મુકવું.
( ૪ ) નવ લોગસ્સનો કાઉસગ્ગ કરવો.
( ૫ ) હંમેશાં નવ ખમાસમણાં. દેવાં.
( ૬ ) હંમેશાં બનતાં સુધી યથાશકિત અષ્ટપ્રકારી પૂજા પણ કરવી.
( ૭ ) હમેશાં દશ બાંધી નવકારવાળી ગણવી.
( ૮ ) ચૈત્યવંદન હંમેશાં પાંચ ઠેકાણે કરવા. તે નીચે પ્રમાણે:—
(૧) તલેટી (૨ શાન્તિનાથજી (૩) રાયણ તળે (૪) પુંડરીકજી (૫) શ્રી મૂલનાયકજી.
( ૯ ) ચઉવીહારો છઠ કરીને સાત જાત્રા કરવી, પુંડરીકજીનું ધ્યાન ધરવું.
( ૧૦ ) ઘેટીને પાયગે, રોહીશાલાની પાયગે, શત્રુંજી નદીની પાયગે એક એક વાર તો અવશ્ય જાત્રા કરવી.
( ૧૧ ) જો બને તો બાર ગાઉ, છ ગાઉ, અથવા દોઢ ગાઉની પ્રદક્ષિણા ફરવી.



## ॥ મોટા સોળ ઉદ્ધાર થયા છે તેની વીગત ॥

૧ શ્રી ભરત મહારાજનો પહેલો ઉદ્ધાર.
૨ શ્રી ભરતથી આઠમી પાટે શ્રીદંડવીરજ રાજાનો બીજો.
૩ શ્રી સીમંધરસ્વામીના ઉપદેશથી શ્રી ઈશાનેંદ્રનો ત્રીજો.

૪ એક કોડી સાગરોપમ પછી ચોથો માહેંદ્રનો ઉદ્ધાર.
૫ દશ કોડી સાગરોપમ પછી પાંચમો બ્રહ્મેન્દ્રનો ઉદ્ધાર.
૬ એક લાખ કોડી સાગરોપમ પછી ચમરેંદ્ર ભુવનપતિનો.
૭ શ્રી સગર ચક્રીનો.
૮ ,, વ્યંતરેંદ્રનો ઉદ્ધાર અભિનંદન સ્વામિના વખતમાં.
૯ ,, ચંદ્રજશાનો ચંદ્રપ્રભુ સ્વામિને વારે.
૧૦ ,, ચક્રાયુદ્ધનો શ્રી શાંતિનાથને વારે.
૧૧ ,, રામચંદ્રનો શ્રી મુનિસુવ્રત સ્વામીને વારે.
૧૨ ,, પાંડવનો શ્રી નેમનાથસ્વામીને વારે.
૧૩ ,, જાવડશાનો ઉદ્ધાર વિક્રમ સંવત ૧૦૮ માં.
૧૪ ,, બાહુડમંત્રિ શ્રીમાલીનો ,, ૧૨૧૩ માં.
૧૫ ,, સમરોશા ઓસવાલનો સંવત ૧૩૭૧ માં,
૧૬ ,, કર્માશાનો સંવત ૧૫૮૩ માં કરાવેલો હાલ પ્રવર્તમાન છે.
૧૭ ,, વિમલ વાહન રાજા દુપ્પસહસૂરિના ઉપદેશથી કરાવશે તે હવે પછી થશે.

---

# અથ શ્રી સિદ્ધગિરિ સ્તુતિ.

## ॥ દુહા ॥

---

શ્રી આદીશ્વર અજર અમર, અવ્યાબાધ અહનીશ;
પરમાતમ પરમેસરૂ, પ્રણમું પરમ મુનીશ. ૧

જય જય જગપતિ જ્ઞાન ભાન, ભાષિત લોકાલોક;
શુદ્ધ સ્વરૂપ સમાધિમય, નમિત સુરાસુર થોક. ૨
શ્રી સિદ્ધાચલ મંડણો નાભિ નરેસર નંદ;
મિથ્યામતિ મત ભંજણો, ભવિ કુમુદાકર ચંદ. ૩
પૂરવ નવાણું જસ શિરે સમવસર્યા જગનાથ;
તે સિદ્ધાચલ પ્રણમીએ, ભક્તે જોડી હાથ. ૪
અનંત જીવ ઈણ ગિરિવરે, પામ્યા ભવનો પાર;
તે સિદ્ધાચલ પ્રણમીયે, લહિયે મંગલ માલ. ૫
જસ શિર મુકુટ મનોહરૂ, મરૂદેવીના નંદ;
તે સિદ્ધાચલ પ્રણમીયે. ઋદ્ધિ સદા સુખ વૃંદ. ૬
મહિમા જેહનો દાખવા, સુરગુરૂ પણ મતિ મંદ;
તે તીર્થેશ્વર પ્રણમીયે. પ્રગટે સહજાનંદ. ૭
સત્તા ધર્મ સમારવા, કારણ જેહ પડૂર;
તે તીર્થેશ્વર પ્રણમીયે, નાશે અઘ સવિ દૂર. ૮
કર્મકાટ સવિ ટાળવા, જેહનું ધ્યાન હુતાશ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પામીજે સુખવાસ. ૯
પરમાનંદ દશા લહે, જસ ધ્યાને મુનિરાય;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પાતિક દૂર પલાય. ૧૦
શ્રદ્ધા ભાસન રમણતા, રત્નત્રયીનું હેતુ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, ભવ મકરાકર સેતુ. ૧૧
મહા પાપી પણ નિસ્તર્યા, જેહનું ધ્યાન સુહાય;
તે તીર્થેશ્વર પ્રણમીયે, સુર નર જસ ગુણ ગાય. ૧૨
પુંડરીક ગણધર પ્રમુખ, સિદ્ધા સાધુ અનેક;
તે તીર્થેશ્વર પ્રણમીયે, આણી હૃદય વિવેક. ૧૩

ચંદ્રશેખર સ્વસાપતિ, જેહને સંગે સિદ્ધ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પામીજે નિજ ઋદ્ધ. ૧૪
જલચર ખેચર તિરિય સવે, પામ્યા આતમ ભાવ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, ભવ જળ તારણ નાવ. ૧૫
સંઘ યાત્રા જેણે કરી, કીધા જેણે ઉદ્ધાર;
તે તીર્થેશ્વર પ્રણમીયે, છેદીજે ગતિ ચાર. ૧૬
પુષ્ટિ શુદ્ધ સંવેગ રસ, જેહને ધ્યાને થાય;
તે તીર્થેશ્વર પ્રણમીયે, મિથ્યા મતિ સર્વ જાય. ૧૭
સુરતરૂ સુરમણિ સુરગવિ, સુર ઘટ સમ જસ ધ્યાય;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પ્રગટે શુદ્ધ સ્વભાવ. ૧૮.
સુરલોકે સુરસુંદરી, મળી મળી થોકે થોક;
તે તીર્થેશ્વર પ્રણમીયે, ગાવે જેહના શ્લોક. ૧૯.
જોગીશ્વર જસ દર્શને, ધ્યાન સમાધિ લીન;
તે તીર્થેશ્વર પ્રણમીયે, હુઆ અનુભવ રસ લીન. ૨૦.
માનુ ગગને સૂર્યશશી, દીયે પ્રદક્ષિણા નિત્ય;
તે તીર્થેશ્વર પ્રણમીયે, મહિમા દેખણ ચિત્ત. ૨૧.
સુર અસુર નર કિન્નરા, રહે છે જેહને પાસ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પામે લીલ વિલાસ. ૨૨.
મંગલકારી જેહને, મૃતકા હરિ ભેટ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, કુમતિ કદાગ્રહ મેટ. ૨૩.
કુમતિ કૌશિક જેહને, દેખી ઝાંખા થાય;
તે તીર્થેશ્વર પ્રણમીયે, સવિ તસ મહિમા ગાય. ૨૪.
સુરજ કુંડના નીરથી, આધિ વ્યાધિ પલાય;
તે તીર્થેશ્વર પ્રણમીયે, જસ મહિમા ન કહાય. ૨૫.

સુંદર ટુંક સોહામણી, મેરૂ સમ પ્રાસાદ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, દૂર ટળે વિખવાદ. ૨૬
દ્રવ્ય ભાવ વૈરી તણા, જિહાં આવે હોય શાંત;
તે તીર્થેશ્વર પ્રણમીયે, જાયે ભવની ભ્રાંત. ૨૭
જગ હિતકારી જિનવરા, આવ્યા એણે ઠામ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, જસ મહિમા ઉદ્દામ. ૨૮
નદી શેત્રુંજી સ્નાનથી, મિથ્યા મળ ધોવાય;
તે તીર્થેશ્વર પ્રણમીયે, સવિ જનને સુખદાય. ૨૯
આઠ કર્મ જે સિદ્ધગિરે, ન દીયે તીવ્ર વિપાક;
તે તીર્થેશ્વર પ્રણમીયે, જિહાં ન આવે કાક. ૩૦
સિદ્ધશિલા તપનીયમય, રત્ન સ્ફાટિક ખાણ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પામ્યા કેવલનાણ. ૩૧
સોવન રૂપા રત્નની, ઓષધિ જાત અનેક;
તે તીર્થેશ્વર પ્રણમીયે, ન રહે પાતક એક ૩૨
સંયમ ધારી સંયમે, પાવન હોય જિણ ક્ષેત્ર;
તે તીર્થેશ્વર પ્રણમીયે, દેવા નિર્મલ નેત્ર. ૩૩
શ્રાવક જિહાં શુભ દ્રવ્યથી, ઓચ્છવ પૂજા સ્નાત્ર;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પોષે પાત્ર સુપાત્ર. ૩૪
સામિવત્સલ પુણ્ય જિહાં, અનંત ગુણું કહેવાય;
તે તીર્થેશ્વર પ્રણમીયે, સોવન ફૂલ વધાય. ૩૫
સુંદર જાત્રા જેહની, દેખી હરખે ચિત્ત;
તે તીર્થેશ્વર પ્રણમીયે, ત્રિભુવન માંહે વિદિત્ત. ૩૬
પાલીતાણું પુર ભલું, સરોવર સુંદર પાળ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, જાએ સકળ જંજાળ. ૩૭

મનમોહન પાગે ચઢે, પગ પગ કર્મ ખપાય;
તે તીર્થેશ્વર પ્રણમીયે, ગુણ ગુણી ભાવ લખાય. ૩૮
જિણ ગિરિ રૂખ સોહામણાં, કુંડે નિર્મલ નીર:
તે તીર્થેશ્વર પ્રણમીયે, ઉતારે ભવતીર. ૩૯
મુક્તિ મંદીર સોપાન સમ, સુંદર ગિરિવર પાજ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, લહિયે શિવપુર રાજ. ૪૦
કર્મ કોટિ અઘ વિકટભટ, દેખી ધ્રૂજે અંગ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, દિન દિન ચઢતે રંગ. ૪૧
ગૌરી ગિરિવર ઉપરે, ગાવે જિનવર ગીત;
તે તીર્થેશ્વર પ્રણમીયે, સુખે શાસન રીત. ૪૨
કવડ યક્ષ રખવાલ જસ, અહનીશ રહે હજુર;
તે તીર્થેશ્વર પ્રણમીયે, અસૂરાં રાખે દૂર. ૪૩
ચિત્ત ચાતુરી ચક્રેસરી, વિઘ્ન વિનાસણહાર;
તે તીર્થેશ્વર પ્રણમીયે, સંઘ તણી કરે સાર. ૪૪
સુરવરમાં મઘવા યથા, ગ્રહ ગણમાં જિમ ચંદ
તે તીર્થેશ્વર પ્રણમીયે, તિમ સવિ તીરથ ઇંદ. ૪૫
દીઠે દુર્ગતિ વારણો, સમર્યો સારે કાજ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, સવી તીર્થ સિરતાજ. ૪૬
પુંડરીક પંચ કોડીસું, પામ્યા કેવલ નાણ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, કર્મતણી હોય હાણ. ૪૭
મુનિવર કોડી દસ સહિત, દ્રાવિડ અને વારિખેણ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, ચઢિયા શિવની શ્રેણ. ૪૮
નમિ વિનમિ વિદ્યાધરા, દોય કોડી મુનિ સાથ;
તે તીર્થેશ્વર પ્રણમીયે. પામ્યા શિવપુર આથ. ૪૯

ઋષભ વંશી નૃપતિ ઘણા, ઈણ ગિરિ પહોંત્યા મોક્ષ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, ટાળ્યા પાતિક દોષ. ૫૦

રામ ભરત બિહુ બંધવા, ત્રણ કોડી મુનિ યુત્ત;
તે તીર્થેશ્વર પ્રણમીયે, ઈણે ગિરિ શિવ સંપત્ત. ૫૧

નારદ મુનિવર નિર્મલો, સાધુ એકાણું લાખ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પ્રવચન પ્રગટ એ ભાખ. ૫૨

સાંબ પ્રદ્યુમ્ન ઋષિ કહ્યા, સાડી આઠે કોડી;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પૂરવ કર્મ વિછોડી. ૫૩

થાવચ્ચાસુત સહસસું, અણસણ રંગે કીધ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, વેગે શિવપદ લીધ. ૫૪

શુક પરિવ્રાજક વળી, એક સહસ અણગાર;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પામ્યા શિવપુર દ્વાર. ૫૫

શેલગ સૂરિ મુનિ પાંચસેં, સહિત હુઆ શિવ નાહ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, અંગે ધરી ઉત્સાહ. ૫૬

ઈમ બહુ સિદ્ધા ઈણ ગિરે, કહેતાં નાવે પાર;
તે તીર્થેશ્વર પણમીયે, શાસ્ત્ર માંહે અધિકાર. ૫૭

બીજ ઈહાં સમકિત તણું, રોપે આતમ ભોમ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, ટાળે પાતિક સ્તોમ. ૫૮

બ્રહ્મ સ્ત્રી ભ્રુણ ગો હત્યા, પાપે ભારિત જેહ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પોહોત્યા શિવપુર ગેહ. ૫૯

જગ જોતાં તીરથ સવે, એ સમ અવર ન દીઠ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, તીર્થ માંહે ઉક્કિટ્ઠ. ૬૦

ધન ધન સોરઠ દેશ જિહાં, તીરથ માંહે સાર;
તે તીર્થેશ્વર પ્રણમીયે, જનપદમાં શિરદાર. ૬૧

અહોનિશ આવત ઢુંકડા, તે પણ જેહને સંગ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પામ્યા શિવ વધુ રંગ. ૬૨
વિરાધક જિણ આણના, તે પણ હુઆ વિશુદ્ધ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પામ્યા નિર્મલ બુદ્ધ. ૬૩
મહા મ્લેચ્છ શાસન રિપુ, તે પણ હુઆ ઉપશાંત;
તે તીર્થેશ્વર પ્રણમીયે. મહિમા દેખી અનંત. ૬૪
મંત્ર યોગ અંજન સવે. સિદ્ધ હુવે જિણ ઠામ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પાતિકહારી નામ. ૬૫
સુમતિ સુધારસ વરસતે, કર્મ દાવાનલ સંત;
તે તીર્થેશ્વર પ્રણમીયે, ઉપશમ તસ ઉલ્લસંત. ૬૬
શ્રુતધર નિતુ નિતુ ઉપદિશે, તત્વાતત્વ વિચાર;
તે તીર્થેશ્વર પ્રણમીયે, અહે ગુણ યુત શ્રોતાર. ૬૭
પ્રિયમેલક ગુણ ગણતણું, કીર્તિ કમલા સિંધુ:
તે તીર્થેશ્વર પ્રણમીયે, કલિકાળે જગ બંધુ. ૬૮
શ્રી શાંતિ તારણ તરણ, જેહની ભક્તિ વિશાલ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, દિન દિન મંગલ માલ. ૬૯
શ્વેત ધ્વજા જસ લહકતી, ભાખે ભવીને એમ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, ભ્રમણ કરો છો કેમ. ૭૦
સાધક સિદ્ધ દશા ભણી, આરાધે એક ચિત્ત;
તે તીર્થેશ્વર પ્રણમીયે, સાધન પરમ પવિત્ત. ૭૧
સંઘપતિ થઈ એહની, જે કરે ભાવે યાત્ર;
તે તીર્થેશ્વર પ્રણમીયે, તસ હોય નિર્મળ ગાત્ર. ૭૨
શુદ્ધાતમ ગુણ રમણતા, પ્રગટે જેહને સંગ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, જેહનો જશ અભંગ. ૭૩

રાયણ વૃક્ષ સોહામણો, જિહાં જિનેશ્વર પાય;
તે તીર્થેશ્વર પ્રણમીયે, સેવે સુર નર રાય. ૭૪
પગલાં પૂજી ઋષભનાં, ઉપશમ જેહને ચંગ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, સમતા પાવન અંગ. ૭૫
વિદ્યાધરજ મળે બહુ, વિચરે ગિરિવર શૃંગ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, ચડતે નવ રસ રંગ. ૭૬
માલતી મોગર કેતકી, પરિમલ મોહે ભૃંગ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પૂજો ભવિ એકંગ. ૭૭
અજીત જિનેસર જિહાં રહ્યા, ચોમાસું ગુણ ગેહ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, આણી અવિહડ નેહ. ૭૮
શાંતિ જિનેશ્વર સોલમા, સોલ કષાય કરી અંત;
તે તીર્થેશ્વર પ્રણમીએ, ચાતુર માસ રહંત. ૭૯
નેમિ વિના જિનવર સવે, આવ્યા જેણે ઠામ,
તે તીર્થેશ્વર પ્રણમીયે. શુદ્ધ કરે પરિણામ. ૮૦
નમિ નેમ જિન અંતરે, અજીતશાંતિ સ્તવ કીધ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, નંદિષેણ પ્રસિદ્ધ. ૮૧
ગણધર મુનિ ઉવજ્ઝાય તિમ, લાભ લહ્યા કેઈ લાખ,
તે તીર્થેશ્વર પ્રણમીયે જ્ઞાન અમૃત રસ ભાખ; ૮૨
નિત્ય ઘંટા ટંકારવે, રણઝણે જલ્લરી નાદ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, દુંદુભિ માદલવાદ. ૮૩
જેણે ગિરિ ભરત નરેશ્વરે, કીધો પ્રથમ ઉદ્ધાર;
તે તીર્થેશ્વર પ્રણમીયે, મણિમય મૂરતિ સાર. ૮૪
ચોમુખ ચઉગતિ દુઃખ હરે, સોવનમય સુવિહાર;
તે તીર્થેશ્વર પ્રણમીએ, અક્ષય સુખ દાતાર. ૮૫

ઇત્યાદિક મ્હોટા કહ્યા, સોળ ઉદ્ધાર સફાર;
તે તીર્થેશ્વર પ્રણમીયે, લઘુ અસંખ્ય વિચાર. ૮૬
દ્રવ્ય ભાવ વૈરી તણો, જેહથી થાએ અંત;
તે તીર્થેશ્વર પ્રણમીએ, શત્રુંજય સમરંત. ૮૭
પુંડરીક ગણધર હુઆ, પ્રથમ સિદ્ધ ઇણે ઠામ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, પુંડરીકગિરિ નામ. ૮૮
કાંકરે કાંકરે ઇણે ગિરિ, સિદ્ધ હુઆ સુપવિત્ત;
તે તીર્થેશ્વર પ્રણમીએ, સિદ્ધ ક્ષેત્ર સમ ચિત્ત. ૮૯
મળ દ્રવ્ય ભાવ વિશેષથી, જેહથી જાએ દૂર;
તે તીર્થેશ્વર પ્રણમીએ, વિમલાચલ સુખ પૂર. ૯૦
સુરવરા બહુ જે ગિરે, નિવસે નિર્મળ ઠાણ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, સુરગિરિ નામ પ્રમાણ. ૯૧
પરવત સહુ માંહે વડો, મહાગિરિ તેણે કહંત;
તે તીર્થેશ્વર પ્રણમીએ, દર્શન લહે પુણ્યવંત. ૯૨
પુણ્ય અનર્ગળ જેહથી, થાયે પાપ વિનાશ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, નામ ભલું પુણ્યરાશ. ૯૩
લક્ષ્મી દેવી જે ભણ્યો, કુંડે કમળ નિવાસ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પદ્મ નામ નિવાસ. ૯૪
સવિ ગિરિમાં સુરપતિ સમો, પાતિક પંક વિલાત;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પર્વત ઇન્દ્ર વિખ્યાત. ૯૫
ત્રિભુવનમાં તીરથ સવે, તેમાં મોટો એહ;
તે તીર્થેશ્વર પણમીએ, મહા તીર્થ જસ રેહ. ૯૬
આદિ અંત નહિ જેહની, કોઈ કાલે ન વિલાય;
તે તીર્થેશ્વર પ્રણમીએ, શાશ્વત ગિરિ કહેવાય. ૯૭

ભદ્ર ભલા જે ગિરિવરે, આવ્યા હોય અપાર;
તે તીર્થેશ્વર પ્રણમીયે, નામ સુભદ્ર સંભાર. ૯૮
વીર્ય વધે શુભ સાધુને, પામી તીરથ ભક્તિ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, નામે જે દ્રઢશક્તિ. ૯૯
શિવ ગતિ સાધે જે ગિરે, તે માટે અભિધાન:
તે તીર્થેશ્વર પ્રણમીયે. મુક્તિ નિલય ગુણ ખાણ. ૧૦૦
ચંદ્ર સુરજ સમકિતધરા, સેવ કરે શુભ ચિત્ત;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પુષ્પદંત વિદિત્ત. ૧૦૧
ભીન્ન રહે ભવજળ થકી, જે ગિરિ લહે નિવાસ;
તે તીર્થેશ્વર પ્રણમીયે. મહાપદ્મ સુવિલાસ. ૧૦૨
ભુમિ ધરી જે ગિરિવરે, ઉદધિ ન લોપે લીહ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, પૃથિવીપીઠ અનીહ. ૧૦૩
મંગલ સવિ મળવાતણું, પીઠ એહ અભિરામ:
તે તીર્થેશ્વર પ્રણમીયે, ભદ્રપીઠ જસ નામ. ૧૦૪
મૂલ જસ પાતાલમેં, રત્નમય મનોહાર:
તે તીર્થેશ્વર પ્રણમીયે, પાતાલ મૂલ વિચાર. ૧૦૫
કર્મક્ષય હોયે જિહાં; હોય સિદ્ધ સુખ કેલ;
તે તીર્થેશ્વર પ્રણમીયે. અકર્મ કરે મન મેલ. ૧૦૬
કામિત સવિ પૂરણ હોયે, જેહનું દરિસણ પામ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, સર્વ કામ મન ઠામ. ૧૦૭
ઈત્યાદિક એકવીશ ભલાં, નિરૂપમ નામ ઉદાર;
જે સમર્યા પાતિક હરે, આત્મ શક્તિ અનુસાર. ૧૦૮

કલશ

ઈમ તીર્થનાયક, સ્તવન લાયક, સંથુણ્યો શ્રી સિદ્ધગિરિ;
અઠ્ઠોત્તર સય ગાહ સ્તવને, પ્રેમ ભકતે મન ધરી.
શ્રીકલ્યાણસાગર સૂરિ શિષ્યે, શુભ જગીશે સુખ કરી;
પુણ્ય મહોદય સકલ મંગળ, વેલી સુજશે જય સિરિ. ૧૦૯

## ॥ ઈતિ સિદ્ધગિરિ સ્તુતિ. ॥

---

## પંડિત શ્રીવીરવીજયજી કૃત શ્રી શત્રુંજય-તીર્થના એકવીશ નામ સંબંધી એકવીશ ગુણ આશ્રયી એકવીશ ખમાસમણ આપવાના દોહા ।

---

૧ સિદ્ધાચલ સમરો સદા, સોરઠ દેશ મોઝાર;
મનુષ્ય જન્મ પામી કરી, વંદો વાર હજાર. ૧

અંગ વસન મન ભૂમિકા, જો પગરણ સાર;
ન્યાય દ્રવ્ય વિધિ શુદ્ધતા, શુદ્ધિ સાત પ્રકાર ૨

કાર્તિક શુદિ પુનમ દિને, દશ કોટી પરિવાર;
દ્રાવિડ વારીખિલ્લજી, સિદ્ધ થયા નિર્ધાર. ૩

તિણ કારણ કાર્તિકી દિને, સંઘ સકલ પરિવાર;
આદિ જિન સન્મુખ રહી, ખમાસમણ બહુ વાર. ૪

એકવીશ નામે વરણવું, તિહાં પહેલું અભિધાન;
શત્રુંજય શુકરાયથી, જનક વચન બહુમાન. ૫

( અહીંયાં " સિદ્ધાચલ સમરો સદા " એ દુહો પ્રત્યેક ખમાસમણ દીઠ કહેવો. ) ૧

૨ સમોસર્યા સિદ્ધાચલે, પુંડરીક ગણધાર;
લાખ સવા માહાત્મ્ય કર્યું, સુર નર સભા મોઝાર. ૬

ચૈત્રી પૂનમને દિને, કરી અણસણ એક માસ,
પાંચ કોડી મુનિ સાથશું, મુક્તિનિલયમાં વાસ. ૭

તિણે કારણ પુંડરિકગિરિ, નામ થયું વિખ્યાત;
મન વચ કાયે વંદીયે, ઉઠી નિત્ય પ્રભાત. ૮ સિ૦ ૨

૩ વીશ કોડીશું પાંડવા, મોક્ષ ગયા ઇણે ઠામ;
એમ અનંત મુકતે ગયા, સિદ્ધ ક્ષેત્ર તિણે નામ. ૯ સિ૦ ૩

૪ અડસઠ તીરથ ન્હાવતાં, અંગ રંગ ઘડી એક;
તુંબી જળ સ્નાને કરી, જાગ્યો ચિત્ત વિવેક. ૧૦

ચંદ્રશેખર રાજા પ્રમુખ, કર્મ કઠિન મલ ધામ;
અચલ ( અમલ ) પદ વિમલા થયા, તેણે વિમલાચલ નામ.
૧૧ સિ૦ ૪

૫ પર્વતમાં સુરગિરિ વડો, જિન અભિષેક કરાય;
સિદ્ધ હુઆ સ્નાતક પદે, સુરગિરિ નામ ધરાય. ૧૨

અથવા ચઉદે ક્ષેત્રમાં, એ સમો તીરથ ન એક;
તેણે સુરગિરિ નામે નમું, જિહાં સુર વાસ અનેક. ૧૩ સિ૦ ૫

૬ અયસી યોજન પૃથુલ છે, ઉંચપણે છવ્વીશ;
મહિમાએ મોટો ગિરિ, મહાગિરિ નામ નમીશ. ૧૪ સિ૦ ૬

૭ ગણધર ગુણવંતા મુનિ, વિશ્વ માંહે વંદનીક;
જેહવો તેહવો સંયમી, વિમલાચલ પૂજનીક. ૧૫

વિપ્રલોક વિષધર સમા, દુઃખીયા ભૂતલ માન;
દ્રવ્યલિંગિ કણ ક્ષેત્ર સમ, મુનિવર છીપ સમાન. ૧૬

શ્રાવક મેઘ સમા કહ્યા, કરતાં પુણ્યનું કામ;
પુણ્યની રાશિ વધે ઘણી, તેણે પુણ્યરાશિ નામ. ૧૭ સિ૦ ૭

૮ સંયમધર મુનિવર ઘણા, તપ તપતા એક ધ્યાન;
કર્મ વિયોગે પામીયા, કેવલ લક્ષ્મી નિધાન. ૧૮

લખ એકાણું શિવ વર્યા, નારદશું અણગાર;
નામ નમો તેણે આઠમું, શ્રીપદ્મગિરિ નિરધાર. ૧૯ સિ૦ ૮

૯ શ્રીસીમંધર સ્વામીએ, એ ગિરિ મહિમા વિલાસ;
ઇંદ્રની આગે વર્ણવ્યો, તેણે એ ઇંદ્રપ્રકાશ. ૨૦ સિ૦ ૯

૧૦ દશ કોટિ અણુવ્રત ધરા, ભકતે જમાડે સાર;
જૈન તીરથ યાત્રા કરી, લાભ તણો નહીં પાર. ૨૧

તેહ થકી સિદ્ધાચલે, એક મુનિને દાન;
દેતાં લાભ ઘણો હુવે, મહાતીરથ અભિધાન. ૨૨ સિ૦ ૧૦

૧૧ પ્રાયઃ એ ગિરિ શાશ્વતો, રહેશે કાળ અનંત;
શત્રુંજય મહાત્મ્ય સુણી. નમો શાશ્વતગિરિ સંત. ૨૩ સિ૦ ૧૧

૧૨ ગૌ નારી બાલક મુનિ, ચઉ હત્યા કરનાર;
યાત્રા કરતાં કાર્તિકી, ન રહે પાપ લગાર. ૨૪

જે પરદારા લંપટી. ચોરીના કરનાર;
દેવ દ્રવ્ય ગુરૂ દ્રવ્યનાં, જે વળી ચોરણહાર; ૨૫

ચૈત્રી કાર્તિક પુનમે, કરે યાત્રા ઇણે ઠામ;
તપ તપતાં પાતિક ગળે, તિણે દૃઢશક્તિ નામ. ૨૬ સિ ૧૨

૧૩ ભવ ભય પામી નીકલ્યા, થાવચ્ચા સુત જેહ;
સહસ મુનિશું શિવ વર્યા, મુક્તિનિલયગિરિ તેહ. ૨૭ સિ૦ ૧૩

૧૪ ચંદ્રા રજ બિંદુ જગ્યાં. ઉભા ઇણે ગિરિ શૃંગ:
કરી વરણવ ને વધાવીયો, પુષ્ફદંતગિરિ રંગ. ૨૮ સિ૦ ૧૪

૧૫ કર્મ કલણ ભવજળ તજી, ઇંહાં પામ્યા શિવ સદ્મ;
પ્રાણી પદ્મ નિરંજની. વંદો ગિરિ મહાપદ્મ. ૨૯ સિ૦ ૧૫

૧૬ શિવ વહુ વિવાહ ઉત્સવે, મંડપ રચિયો સાર;
મુનિવર વર બેઠક ભણી, પૃથ્વીપીઠ મનોહાર. ૩૦ સિ૦ ૧૬

૧૭ શ્રીસુભદ્રગિરિ નમો, ભદ્ર તે મંગલ રૂપ;
જલ તરૂ રજ ગિરિવર તણી, શીષ ચઢાવે ભૂપ. ૩૧ સિ૦ ૧૭

૧૮ વિદ્યાધર સુર અપચ્છરા, નદી શેત્રંજી વિલાસ:
કરતા હરતા પાપને, ભજીયે ભવિ કૈલાસ. ૩૨ સિ૦ ૧૮

૧૯ બીજા નિરવાણી પ્રભુ, ગઇ ચોવીશી મોઝાર;
તસ ગણધર મુનિમાં વડા, નામે કદંબ અણગાર. ૩૩

પ્રભુ વચને અણસણ કરી, મૂકિતપુરીમાં વાસ;
નામે કદંબગિરિ નમો, તો હોય લીલ વિલાસ. ૩૪ સિ૦ ૧૯

૨૦ પાતાલે જસ મૂલ છે, ઉજવલ ગિરિનું સાર;
ત્રિકરણ યોગે વંદતા, અલ્પ હોયે સંસાર. ૩૫ સિ ૨૦

૨૧ તન મન ધન સુત વલ્લભા. સ્વર્ગાદિક સુખ ભોગ;
જે વંછે તે સંપજે, શિવ રમણી સંયોગ. ૩૬

વિમલાચલ પરમેષ્ઠિનું, ધ્યાન ધરે ખટ માસ;
તેજ અપૂર્વ વિસ્તરે. પૂગે સઘળી આશ. ૩૭

ત્રીજે ભવ સિદ્ધિ લહે. એ પણ પ્રાયિક વાચ;
ઉત્કૃષ્ટા પરિણામથી, અંતર મુહૂર્ત સાચ. ૩૮

સર્વ કામદાયક નમો, નામ કરી ઓળખાણ;
શ્રી શુભવીરવિજય પભુ, નમતાં કોડ કલ્યાણ. ૩૯ સિ૦ ૨૧

## ઇતિ શ્રી સિદ્ધાચલના એકવીશ નામ આશ્રયી એકવીશ ગુણના ખમાસમણ સંબંધી દોહા સમાપ્તઃ

## — શ્રી શત્રુંજયનાં એકવીશ નામ. —

વિમલગિરિ મુત્તિનિલઓ, સત્તુંજો સિદ્ધખિત્ત પુંડરીઓ;
સિરિસિદ્ધસેહરઓ, સિદ્ધપવ્વઓ સિદ્ધરાઓ અ ૧
બાહુબળી મરૂદેવો, ભગીરહો સહસ્સપત્ત સયવત્તો;
કુડ સયટ્ટકુત્તરઓ, નગાહિરાઓ સહસ્સ કમલો. ૨
ઢંકો કઉડિનિવાસો, લોહિત્યો તાલુપ્ભઓ કયંબુત્તિ;
સુર નર મુણિ કય નામો, સો વિમલગિરિ જયઓ તિત્થં. ૩

અર્થઃ—૧ પ્રથમ જેને વાંદવાથી, ફરસવાથી, પૂજવાથી તથા ગુણ સ્તુતિ કરવાથી જીવ કર્મમળ રહીત થાય, વિમલ થાય, તેથી એ તીર્થનું નામ (વિમલગિરિ કે૦) વિમલગિરિ જાણવું.

૨ શ્રી ભરત ચક્રવર્ત્તિથી આઠ પાટ આરીશાભુવનમાં કેવલજ્ઞાન પામી મોક્ષ પદ પામશે માટે ( મુત્તિનિલય કે૦) મુક્તિનિલયનામ જાણવું.

૩ જિતારી રાજા એ તીર્થ સેવી છ માસ આયંબીલ તપ કરી શત્રુને જીતશે માટે (સત્તુંજો કે૦) શત્રુંજય નામ જાણવું.

૪ એ તીર્થ ઉપર કાંકરે કાંકરે અનંતા જીવ સિદ્ધિ વર્યા છે માટે (સિદ્ધખેત્ત કે૦) સિદ્ધક્ષેત્ર નામ જાણવું.

૫ હે પુંડરીક ગણધર ! તમે ચૈત્ર સુદિ પુનેમના દિવસે પાંચ કોડી મુનિઓ સહિત સિદ્ધિ પામશો અથવા સર્વ તીર્થ રૂપ કમળમાં પુંડરીક કમળ સમાન સર્વોત્તમ એ તીર્થ છે માટે એનું (પુંડરીઓ કે૦) પુંડરીકગિરિ નામ જાણવું.

૬ બીજા સર્વ તીર્થ તથા અઢી દ્વીપને વિષે જેટલા જીવ સિદ્ધિ પામ્યા તેથી પણ ઘણા જીવો આ તીર્થને વિષે સિદ્ધિને પામ્યા છે માટે ( સિરિસિદ્ધસેહરઓ કે૦ ) શ્રીસિધ્ધશેખર નામ જાણવું.

૭ સર્વ તીર્થો થકી તથા સર્વ પર્વતો થકી એ પર્વત પ્રસિદ્ધ છે માટે એનું સિદ્ધ પર્વત એવું નામ જાણવું.

૮ ઘણા રાજાઓ કેવલજ્ઞાન પામી એ તીર્થને વિષે સિદ્ધિ પામ્યા માટે એનું (સિદ્ધરાઓ કે૦)સિદ્ધરાજ એવું નામ જાણવું.

૯ શ્રી બાહુ- લી ઋષીશ્વરે કાઉસગ્ગ કર્યો માટે એનું (બાહુબલી કે૦) બાહુબલી એવું નામ જાણવું.

૧૦ શ્રી ઋષભદેવની માતા મરૂદેવાજીની ટુંક એ તીર્થ ઉપર છે માટે એનું ( મરૂદેવા કે૦ ) મરૂદેવ નામ જાણવું.

૧૧ એ તીર્થની રક્ષા કરવા સારૂ ઇંદ્રના કહેવા થકી સગર ચક્રવર્તી સમુદ્રની ખાઈ લાવ્યા તેથી એનું ( ભગીરહો કે૦ ) ભગીરથ એવું નામ જાણવું.

૧૨ એ પર્વતની પછવાડે સહસ્રકૂટ છે માટે એનું (સહસ્સપત્ત કે૦ ) સહસ્રપત્ર એવું નામ જાણવું.

૧૩ એ પર્વતની પછવાડે સેવંત્રાની ટુંક છે માટે એનું ( સમયવત્તો કે૦ ) સયવત્તો નામ જાણવું.

૧૪ એ પર્વતની પુંઠે એકસો આઠ કૂટ અથવા શિખર છે માટે એનું (કૂડ સયઠુત્તરઓ કે૦) અષ્ટોત્તર શતકૂટ એવું નામ જાણવું.

૧૫ બીજા સર્વ પર્વતોમાં એ પર્વત રાજા સમાન છે માટે ( નગાહિરાઓ કે૦ ) નગાધિરાજ નામ જાણવું.

૧૬ એ પર્વતની પુંઠે કમળની પેરે સહસ્ર ટુંક છે માટે ( સહસ્સ કમલ કે૦) સહસ્રકમલ નામ જાણવું.

૧૭ ઢંક નામે ટુંક છે માટે ઢંકગિરિ નામ જાણવું.

૧૮ કવડ નામા યક્ષનું દેરાસર છે માટે એનું ( કઉડી નિવાસો કે૦ ) કઉડીનિવાસ એવું નામ જાણવું.

૧૯ લોહિતધ્વજ નામે પર્વત છે માટે એનું ( લોહિ-ત્યો કે૦ ) લોહિતગિરિ નામ જાણવું.

૨૦ તાલધ્વજ નામે પર્વત છે માટે એનું ( તાલુપ્પભઓ કે૦ ) તાલધ્વજ એવું નામ જાણવું

૨૧ અતીત ચોવીશીમાં નિરવાણી નામા તીર્થંકરના કદંબ નામે ગણધર કોડી મુનિ સાથે આ તીર્થની ટુંકે સિદ્ધિ વર્યા માટે કદંબગિરિ એવું નામ જાણવું.

એ એકવીસ નામ તે ( સુર નર મુનિ કય કે૦ ) દેવતા મનુષ્ય તથા મુનિઓના કર્યાં થકાં થયાં કરશે માટે એ તીર્થ ઋષભકૂટાદિકના પરે પ્રાયઃ શાશ્વતો છે. કાળે કરી ઘટ વધ થાય પરંતુ સર્વથા નાશ ન થાય તે વિમલગિરિ તીર્થ જયવંતુ વર્તો.



# ॥ સજ્ઝાય છંદ વિગેરે ઉપયોગી સંગ્રહ. ॥

## ॥ અથ શ્રી શ્રાવક કરણીની સજ્ઝાય ।

( ચોપાઈ )

શ્રાવક તું ઉઠે પરભાત, ચાર ઘડી લે પાછલી રાત;
મનમાં સમરે શ્રી નવકાર, જિમ પામે ભવસાયર પાર. ૧

કવણ દેવ કવણ ગુરૂ ધર્મ, કવણ અમારૂં છે કુલકર્મ;
કવણ અમારો છે વ્યવસાય: એવું ચિંતવજે મનમાંય. ૨

સામાયિક લેજે મન શુદ્ધ, ધર્મની હૈડે ધરજે બુદ્ધ:
પડિક્કમણું કરે રયણીતણું, પાતક આલોએ આપણું. ૩

કાયાશકિત કરે પચ્ચખાણ, સૂદ્ધિ પાળે જિનની આણ:
ભણજે ગુણજે સ્તવન સજ્ઝાય, જિણ હુંતી નિસ્તારો થાય. ૪

ચીતારે નિત્ય ચઉદ નીમ, પાલે દયા જીવોની સીમ;
દહેરે જાઈ જુહારે દેવ, દ્રવ્ય ભાવથી કરજે સેવ. ૫

પૂજા કરતાં લાભ અપાર, પ્રભુજી મોટા મુકિત દાતાર:
જે ઉત્થાપે જિનવર દેવ, તેહને નવ દંડકની ટેવ. ૬

પોશાલે ગુરૂ વંદજે જાઈ, સુણે વખાણ સદા ચિત્ત લાઈ:
નિર્દૂષણ સૂઝતો આહાર, સાધુને દેજે સુવિચાર. ૭

સાહામિવત્સલ કરજે ઘણું, સગપણ મોહોટું સ્વામિતણું:
દઃખીયા હીણા દીના દેખ, કરજે તાસ દયા સુવિશેષ. ૮

ઘર અનુસારેં દેજે દાન, મોટાશું મ કરે અભિમાન;
ગુરૂને મુખ લેજે આખડી, ધર્મ ન મૂકીશ એકે ઘડી. ૯
વારૂ શુદ્ધ કરે વ્યાપાર, ઓછા અધિકાનો પરિહાર;
મ ભરજે કેની કૂડી સાખ, કૂડા જનશું કથન મ ભાખ. ૧૦
અનંતકાય કહ્યા બત્રીશ, અભક્ષ્ય બાવીશે વિશ્વાવીસ;
તે ભક્ષણ નવિ કીજે કીમે, કાચાં કૂણાં ફલ મત જિમે. ૧૧
રાત્રી ભોજનના બહુ દોષ, જાણીને કરજે સંતોષ;
સાજી સાબુ લોહને ગલી, મધુ ધાવડી મત વેચો વલી. ૧૨
વલી મ કરાવે રંગણ પાસ, દૂષણ ઘણાં કહ્યાં છે તાસ;
પાણી ગળજે બે બે વાર, અણગલ પીતાં દોષ અપાર. ૧૩
જીવાણીનાં કરજે યત્ન, પાતક છંડી કરજે પુણ્ય;
છાણાં ઇંધિન ચૂલો જોય, વાવરજે જિમ પાપ ન હોય. ૧૪
ઘૃતની પરે વાવરજે નીર, અણગલ નીર મ ધોઇશ ચીર;
બારે વ્રત સુધાં પાલજે, અતીચાર સઘલા ટાલજે. ૧૫
કહ્યાં પન્નરે કર્માદાન, પાપતણી પરહરજે ખાણ;
માથે મ લેજે અનરથ દંડ, મિથ્યા મેલ મ ભરજે પિંડ. ૧૬
સમકિત શુદ્ધ હૈડે રાખજે, બોલ વિચારીને ભાખજે;
પાંચ તિથિ મ કરે આરંભ, પાલો શિયલ તજો મન દંભ. ૧૭
તેલ તક્ર ઘૃત દૂધ ને દહિં, ઉઘાડાં મત મેલો સહી;
ઉત્તમ ઠામે ખરચો વિત્ત, પર ઉપગાર કરો શુભ ચિત્ત. ૧૮
દિવસ ચરિમ કરજે ચોવિહાર, ચારે આહાર તણો પરિહાર;
દિવસ તણાં આલોએ પાપ, જિમ ભાંજે સઘલા સંતાપ. ૧૯
સંધ્યાયે આવશ્યક સાચવે, જિનવર ચરણ શરણ ભવભવે;
ચારે શરણ કરી દૃઢ હોય, સાગારી અણસણ લે સોય. ૨૦

કરે મનોરથ મન એહવા, તીરથ શેત્રુંજે જાયવા;
સમેત શિખર આબુ ગીરનાર, ભેટીશ હું ધન ધન
અવતાર. ૨૧

શ્રાવકની કરણી છે એહ, એહથી થાએ ભવનો છેહ;
આઠે કર્મ પડે પાતલાં, પાપતણાં છૂટે આમલાં. ૨૨

વારૂ લહિયેં અમર વિમાન, અનુક્રમે પામે શિવપુર ઠામ;
કહે જીન હર્ષ ઘણે સસનેહ, કરણી દુઃખ હરણી છે એહ. ૨૩



## ॥ અથ શ્રીગૌતમસ્વામિનો છંદ ॥



વીર જિણેસર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશદીશ;
જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન. ૧

ગૌતમ નામે ગિરિવર ચડે, મનવંછિત હેલા સંપડે;
ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંજોગ. ૨

જે વૈરી વિરૂઆ વંકડા, તસ નામે નાવે ઢુંકડા;
ભૂત પ્રેત નવિ મંડે પ્રાણ, તે ગૌતમના કરૂં વખાણ. ૩

ગૌતમ નામે નિર્મળ કાય, ગૌતમ નામે વાધે આય;
ગૌતમ જિનશાસન શણગાર, ગૌતમ નામે જય જયકાર. ૪

શાલ દાલ સુરહા ઘૃત ગોલ, મનવંછિત કાપડ તંબોલ;
ઘરસુ ઘરણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત. ૫

ગૌતમ ઉદયો અવિચળ ભાણ, ગૌતમ નામ જપો જગ જાણ;
મ્હોટાં મંદિર મેરૂ સમાન, ગૌતમ નામે સફળ વિહાણ. ૬

ઘર મયગલ ઘોડાની જોડ, વારૂ પોહોંચે વંછિત કોડ;
મહિયલ માને મોહોટા રાય, જો તૂઠે ગૌતમના પાય. ૭

ગૌતમ પ્રણમ્યાં પાતક ટલે, ઉત્તમ નરની સંગતિ મલે;
ગૌતમ નામે નિર્મલ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન. ૮

પુણ્યવંત અવધારો સહુ, ગુરૂ ગૌતમ ગુણ છે બહુ;
કહે લાવણ્ય સમય કર જોડ, ગૌતમ તૂઠે સંપત્તિ કોડ. ૯

## ॥ અથ શ્રી સોળ સતીનો છંદ ॥

—(૦)—

આદિનાથ આદિ જિનવર વંદી, સફલ મનોરથ કીજિયે એ;
પ્રભાતે ઉઠી મંગલિક કામે, સોલ સતીનાં નામ લીજીયે એ. ૧

બાલકુમારી જગ હિતકારી, બ્રાહ્મી ભરતની બહેનડી એ;
ઘટ ઘટ વ્યાપક અક્ષર રૂપે, સોલ સતીમાંહિ જે વડી એ. ૨

બાહુબલ ભગિની સતી શિરોમણિ, સુંદરી નામે ઋષભસુતા એ;
અંગ સ્વરૂપી ત્રિભુવન માંહિ, જેહ અનુપમ ગુણ જુતા એ. ૩

ચંદન બાલા બાલપણાથી, શીલવતી શુધ્ધ શ્રાવિકા એ;
અડદના બાકુલ વીર પ્રતિલાભ્યા, કેવલ લહી વ્રત ભાવિકા એ. ૪

ઉગ્રસેન ધુઆ ધારિણી નંદની, રાજિમતી નેમ વલ્લભા એ;
જોવન વેશે કામને જીત્યો, સંયમ લેઈ દેવ દુલ્લભા એ. ૫

પંચ ભરતારી પાંડવ નારી, દ્રુપદ તનયા વખાણીએ એ;
એકશો આઠે ચીર પૂરાણાં, શિયલ મહિમા તસ જાણીએ એ. ૬

દશરથ નૃપની નારી નિરૂપમ, કૌશલ્યા કુલ ચંદ્રિકા એ;
શિયલ સલુણી રામ જનેતા, પુણ્ય તણી પરનાલિકા એ ૭
કોશંબિક ઠામે સતાનિક નામે, રાજ્ય કરે રંગ રાજીયો એ;
તસ ઘર ઘરણી મૃગાવતી સતી, સુર ભુવને જશ ગાજીયો એ. ૮
સુલસા સાચી શિયલે ન કાચી, રાચી નહી વિષયારસે એ;
મુખડું જોતાં પાપ પલાએ, નામ લેતાં મન ઉલ્લસે એ. ૯
રામ રઘુવંશી તેહની કામિની, જનકસુતા સીતા સતી એ;
જગ સહુ જાણે ધીજ કરંતાં, અનલ શિતલ થયો શીયલથી એ ૧૦
કાચે તાંતણે ચાલણી બાંધી, કૂવા થકી જલ કાઢીયું એ;
કલંક ઉતારવા સતીય સુભદ્રા, ચંપા બાર ઉઘાડીયું એ. ૧૧
સુર નર વંદિત શિયલ અખંડિત, શિવા શિવપદ ગામિની એ;
જેહને નામે નિર્મલ થઈયે, બલિહારી તસ નામની એ. ૧૨
હસ્તિનાગપુરે પાંડુરાયની, કુંતા નામે કામિની એ;
પાંડવ માતા દશે દશારની, બ્હેન પતિવ્રતા પદ્મિની એ. ૧૩
શીલવતી નામે શીલવ્રત ધારિણી, ત્રિવિધે તેહને વંદીયે એ.
નામ જપંતાં પાતક જાએ, દરિસણ દુરિત નિકંદીયે એ. ૧૪
નિષિધા નગરી નરહ નરિંદની, દમયંતી તસ ગેહિની એ;
સંકટ પડતાં શીલજ રાખ્યું, ત્રિભુવન કીર્તિ જેહની એ. ૧૫
અનંગ અજિતા જગ જન પૂજિતા, પુષ્પચૂલાને પ્રભાવતી એ;
વિશ્વવિખ્યાતા કામિતદાતા, સોલમી સતી પદ્માવતી એ. ૧૬
વીરે ભાખી શાસ્ત્રે સાખી, ઉદય રતન ભાખે મુદાએ;
વાહાણું વાતાં જે નર ભણશે, તે લેહેશે સુખ સંપદા એ. ૧૭

## ॥ અથ નવકારનો છંદ ॥

( દોહા )

વાંછિત પૂરે વિવિધ પરે, શ્રી જિનશાસન સાર.
નિશ્ચે શ્રી નવકાર નિત, જપતાં જય જયકાર. ૧
અડસઠ અક્ષર અધિક ફલ, નવ પદ નવે નિધાન;
વીતરાગ સ્વયંમુખ વદે, પંચ પરમેષ્ઠિ પ્રધાન. ૨
એકજ અક્ષર એક ચિત્ત, સમર્યાં સંપત્તિ થાય;
સંચિત સાગર સાતનાં, પાતક દૂર પલાય. ૩
સકલ મંત્ર શિર મુકુટમણિ, સદ્ગુરૂ ભાષિત સાર;
સો ભવિયા મન શુદ્ધશું, નિત જપીએ નવકાર. ૪

( છંદ હાટકી )

નવકાર થકી શ્રીપાલ નરેસર, પામ્યો રાજ પ્રસિદ્ધ;
સમશાન વિષે શિવ નામ કુમરને, સોવન પુરિસો સિદ્ધ;
નવલાખ જપંતાં નરક નિવારે, પામે ભવનો પાર;
સો ભવિયાં ભક્તે ચોકખે ચિત્તે, નિત્ય જપીયેં નવકાર ૫
બાંધી વડશાખા શિંકે બેસી, હેઠલ કુંડ હુતાશ;
તસ્કરને મંત્ર સમર્પ્યો શ્રાવકે, ઉડયો તે આકાશ;
વિધિ રીત જપ્યો વિષધર વિષ ટાલે, ઢાલે અમૃત ધાર, સો૦ ૬
બીજોરાં કારણ રાય મહાબલ, વ્યંતર દુષ્ટ વિરોધ;
જેણે નવકારે હત્યા ટાલી, પામ્યો યક્ષ પ્રતિબોધ;
નવ લાખ જપતાં થાએ જિનવર, ઇસ્યો છે અધિકાર. સો૦ ૭

પલ્લિપતિ શિખ્યો મુનિવર પાસે, મહા મંત્ર મન શુદ્ધ.
પરભવ તે રાજસિંહ પૃથ્વીપતિ, પામ્યો પરિગલ ઋદ્ધ;
એ મંત્ર થકી અમરાપુર પહોંતો, ચારૂદત્ત સુવિચાર. સો૦ ૮

સંન્યાસી કાશી તપ સાધંતો, પંચાગ્નિ પરજાલે;
દીઠો શ્રીપાસ કુમારે પન્નગ, અધ બલતો તે ટાલે;
સંભલાવ્યો શ્રી નવકાર સ્વયંમુખ, ઇંદ્રભુવન અવતાર. સો૦ ૯

મન શુધ્ધે જપતાં મયણાસુંદરી, પામી પ્રિય સંયોગ;
ઇણ ધ્યાને કષ્ટ ટલ્યું ઉંબરનું, રક્તપિત્તનો રોગ;
નિશ્ચેશું જપતાં નવનિધિ થાયે, ધર્મતણો આધાર, સો૦ ૧૦

ઘટમાંહિ કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ઘરણી કરવા ઘાત;
પરમેષ્ટિ પ્રભાવે હાર ફૂલનો, વસુધામાંહિ વિખ્યાત;
કમલાવતીયે પિંગલ કીધો, પાપતણો પરિહાર. સો૦ ૧૧

ગયણાંગણ જાતિ રાખી અહીને, પાડી બાણ પ્રહાર;
પદ પંચ સુણંતાં પાંડુપતિ ઘર, તે થઇ કુંતા નાર;
એ મંત્ર અમૂલક મહિમા મંદિર, ભવ દુઃખ ભંજન હાર.
સો૦ ૧૨

કંબલ ને સંબલ કાદવ કાઢ્યાં, શકટ પાંચસેં માન;
દીધે નવકારે ગયા દેવલોકે, વિલસે અમર વિમાન;
એ મંત્રથકી સંપત્તિ વસુધા તલે, વિલસે જૈન વિહાર; સો૦૧૩

આગે ચોવીશી હુઇ અનંતી, હોશે વાર અનંત;
નવકાર તણી કોઇ આદી ન જાણે, ઇમ ભાખે અરિહંત;
પૂરવ દિશિ ચારે આદિ પ્રપંચે, સમર્યાં સંપત્તિ સાર. સો૦૧૪

પરમેષ્ટિ સુરપદ તે પણ પામે, જે કૃત કર્મ કઠોર;
પુંડરિકગિરિ ઉપર પ્રત્યક્ષ પેખ્યો, મણિધર ને એક મોર;
સદ્‌ગુરૂને સન્મુખ વિધિ સમરંતા, સફલ જન્મ સંસાર. સો૦ ૧૫

શૂલિકા રોપણ તસ્કર કીધો, લોહખરો પરસિદ્ધ;
તિંહા શેઠે નવકાર સુણાવ્યો. પામ્યો અમરની ઋદ્ધ;
શેઠને ઘેર આવી વિઘ્ન નિવાર્યાં. સુરેં કરી મનોહાર. સો૦ ૧૬
પંચ પરમેષ્ટિ જ્ઞાનજ પંચહ. પંચ દાન ચારિત્ર;
પંચ સજ્ઝાય મહાવ્રત પંચહ, પંચ સુમતિ સમકિત;
પંચ પ્રમાદહ વિષય તજો પંચ, પાલો પંચાચાર. સો૦ ૧૭

## ॥ કલશ છપ્પય ॥

નિત જપીયે નવકાર, સાર સંપત્તિ સુખદાયક,
શુદ્ધ મંત્ર એ શાશ્વતો, ઇમ જપે શ્રી જગનાયક;
શ્રીઅરિહંત સુસિદ્ધ, શુદ્ધ આચાર્ય ભણીજે,
શ્રીઉવજ્ઝાય સુસાધુ, પંચપરમેષ્ટિ થુણીજે.
નવકાર સાર સંસાર છે, કુશલ લાભ વાચક કહે;
એક ચિત્તે આરાધતાં, વિવિધ ઋદ્ધિ વંછિત લહે. ૧૮

---

## ॥ બત્રીશ અનંતકાયનાં નામ ॥

૧ સર્વ કંદની જાતિ
૨ સુરણ કંદ
૩ વજ્ર કંદ.
૪ લીલી હળદર
૫ લીલું આદુ
૬ લીલો કચુરો
૭ સતાવરીવેલી
૮ વિરાલી વેલી
૯ કુંઆરી
૧૦ થોહરિકંદ
૧૧ ગલો
૧૨ લસણ કલી

૧૩ વાંસના કારેલા
૧૪ ગાજર
૧૫ લૂણો સાજી વૃક્ષ
૧૬ લોઢા પદ્મની કંદ
૧૭ ગિરિકર્ણિકા એટલે સર્વ વનસ્પતિના નવા ઉગતાં કુંપલપાન
૧૮ ખરસુ આકંદ
૧૯ થેગ કંદ
૨૦ નીલી મોથ
૨૧ લૂણ વૃક્ષની છાલી
૨૨ ખીલુડા કંદ
૨૩ અમૃત વેલિ
૨૪ મૂલાની પાડ
૨૫ ભૂમિ ફોડા જે ચોમાસામાં છ આકારે ઉગે તે
૨૬ ટંક વત્થુલશાક
૨૭ સુઅર વેલી
૨૮ પલ્લંક શાક
૨૯ કુવલી આંબિલી
૩૦ આલુ કંદ
૩૧ પિંડાલુ કંદ
૩૨ વિરૂહા અંકુરા ધાન્ય

# માર્ગાનુસારીના ૩૫ બોલ

૧ ન્યાય સંપન્ન વિભવ—ન્યાયથી ધન મેળવવું-સ્વામિદ્રોહ, મિત્ર દ્રોહ, વિશ્વાસીને ઠગવું, ચોરી કરવી, થાપણ ઓળવવી, વિગેરે નિંદવા યોગ્ય કામ ત્યાગ કરીને ધન ઉપાર્જન કરવું તે.

૨ શિષ્ટાચાર પ્રશંસા—ઉત્તમ પુરૂષોના આચરણનાં વખાણ કરવાં.

૩ સરખા કુળાચારવાળા પણ અન્ય ગોત્રી સાથે વિવાહ કરવો.

૪ પાપના કામથી ડરવું.

૫ પ્રસિદ્ધ દેશાચાર પ્રમાણે વર્તવું.

૬ કોઈનો અવર્ણવાદ બોલવો નહિ.

૭ જે ઘરમાં પેસવા નીકળવાના અનેક રસ્તા નથી તથા જે ઘર અતિ ગુપ્ત અને અતિ પ્રગટ ન હોય અને પાડોશી સારા હોય તેવા ઘરમાં રહેવું.

૮ સારા આચરણવાળા પુરૂષોની સોબત કરવી.

૯ માતા તથા પિતાની પૂજા કરવી--તેમનો સર્વ રીતે વિનય સાચવવો અને તેમને સર્વ રીતે પ્રસન્ન રાખવા.

૧૦ ઉપદ્રવવાળા સ્થાનકનો ત્યાગ કરવો-લડાઈ, દુકાળ વિગેરે અડચણવાળા ઠેકાણાં છોડવા.

૧૧ નિંદીત કામમાં ન પ્રવર્તવું— નિંદવા યોગ્ય કામ ન કરવાં.

૧૨ આવક પ્રમાણે ખરચ રાખવું.

૧૩ ધનને અનુસરતો વેશ રાખવો--પેદાશ પ્રમાણે પોશાકી રાખવી.

૧૪ આઠ પ્રકારના બુદ્ધિના ગુણને સેવવા. તે આઠ ગુણનાં નામ- ૧ શાસ્ત્ર સાંભળવાની ઈચ્છા. ૨ શાસ્ત્ર સાંભળવું. ૩ તેનો અર્થ સમજવો ૪ તે યાદ રાખવો. ૫ ઉહ-તેમાં તર્ક કરવો તે સામાન્ય જ્ઞાન ૬ અપોહ વિશેષ જ્ઞાન. ૭ ઉપોહથી સંદેહ ન રાખવો. ૮ આ વસ્તુ આમજ છે એવો નિશ્ચય કરવો.

૧૫ નિત્ય ધર્મને સાંભળવો જેથી બુદ્ધિનિર્મળ થાય.

૧૬ પહેલાં જમેલું ભોજન પચી જાય ત્યાર પછી નવું ભોજન કરવું.

૧૭ જ્યારે ખરી ભૂખ લાગે ત્યારે ખાવું, પણ એક વાર ખાધા પછી તરતજ મિઠાઈ વિગેરે આવેલું જોઈ લાલચથી તે પર ખાવું નહિ કારણ કે અપચો થાય.

૧૮ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગને સાધવા.

૧૯ અતિથિ તથા ગરીબને અન્નપાનાદિ આપવું.

૨૦ નિરંતર અભિનિવેષ રહિત રહેવું. કોઇને પરાભવ કરવાના પરિણામ કરી અનીતિથી કામનો આરંભ કરવો નહી તે.

૨૧ ગુણી પુરૂષોનો પક્ષપાત કરવો, તેમનું બહુમાન કરવું.

૨૨ નિષિદ્ધ દેશકાળનો ત્યાગ કરવો, રાજા તથા લોકોએ નિષેધ કરેલા દેશકાળમાં જવું નહી.

૨૩ પોતાની શકિતને અનુસરીને કામનો આરંભ કરવો.

૨૪ પોષણ કરવાં યોગ્ય જેવાં કે માતા પિતા સ્ત્રી પુત્રાદિકનું ભરણ પોષણ કરવું.

૨૫ વ્રતને વિષે રહેલા તથા જ્ઞાને કરી મોટા એવા પુરૂષોને પૂજવા.

૨૬ દીર્ઘદર્શી-જે કાંઈ કામ કરે તેમાં લાંબી દ્રષ્ટિ ફેરવી તેનાં શુભાશુભ ફળનો તપાસ કરી ચાલવું.

૨૭ વિશેષજ્ઞ-દરેક વસ્તુનો તફાવત સમજી પોતાના આત્માના ગુણ દોષોનો તપાસ કરવો.

૨૮ કૃતજ્ઞ (કર્યા કર્મનો જાણ )-કરેલ ઉપકાર તથા અપકારને સમજવો.

૨૯ લોકપ્રિય-વિનયાદિ ગુણે કરી લોકપ્રિય થવું.

૩૦ લજજાળુ ( લાજવાળો )-લાજમર્યાદામાં રહેવું.

૩૧ દયાળુ–દયા ભાવ રાખવો.

૩૨ સુંદર આકૃતિવાન–ક્રૂર આકૃતિનો ત્યાગ કરી શરીરનો સુંદર આકાર રાખવો.

૩૩ પરોપકારી-પરને ઉપકારી થવું.

૩૪ અંતરંગારિજિત–કામ, ક્રોધ, લોભ, માન, મદ તથા હર્ષ એ છ અંતરંગ વેરીને જીતવા.

૩૫ વશીકૃતેંદ્રિયગ્રામ-ઈંદ્રિયોના સમુહને વશ કરવા, સર્વે ઇન્દ્રિયોને વશ કરવાનો અભ્યાસ કરવો.

## ॥ શ્રાવકના બાર વ્રત ॥

| | |
|---|---|
| ૧ સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ | ૨ સ્થૂલ મૃષાવાદ વિરમણ |
| ૩ સ્થૂલ અદત્તાદાન વિરમણ | ૪ સ્થૂલ મૈથુન વિરમણ |
| ૫ સ્થૂલ પરિગ્રહ પરિમણ | ૬ દિશી પરિમાણ |
| ૭ ભોગોપભોગ પરિમાણ | ૮ અનર્થદંડ વિરમણ |
| ૯ સામાયિક | ૧૦ દેશાવગાસીક |
| ૧૧ પૌષધ | ૧૨ અતિથિ સંવિભાગ |

## ॥ બાવીસ અભક્ષ્ય શ્રાવકે વર્જવાં ॥

૧ વડ ફળ. ૨ પીંપળ ફળ. ૩ ઉંબર ફળ. ૪ કલુંબર ફળ. ૫ કઠુંબર ફળ. ૬ પાકેર કેળ ૭ માંસ. ૮ દારૂ. ૯ મધ ૧૦ માખણ. ૧૧ હેમ. ૧૨ ગીડા. ૧૩ તુચ્છ ફળ. ૧૪ બહુબીજ ફળ. ૧૫ અથાણું (બોળો વિગેરે). ૧૬ કાચું મોરસ. ૧૭ ઝેર અફીણ. સોમલ મહોરો ૧૮ (મુલતાની આદિ) માટી. ૧૯ ચલિત રસ,

વાસી રોટલી, સીરો લાવસી વગેરે. ૨૦ અજાણ્યા ફળ, વસ્તુ. ૨૧ રાત્રી ભોજન. ૨૨ કંદમૂળ.

## ॥ લેસ્યા ૭ ॥

૧ કૃષ્ણ લેશ્યા. ૨ નીલ લેશ્યા. ૩ કાપોત લેશ્યા. ૪ તેજો લેશ્યા. ૫ પદ્મ લેશ્યા. ૬ શુકલ લેશ્યા.

## ॥ ધ્યાન ચાર ॥

૧ આર્ત્તધ્યાન. ૨. રૌદ્રધ્યાન. ૩ ધર્મધ્યાન. ૪ શુકલધ્યાન

## ॥ શ્રાવકના એકવીશ ગુણ ॥

૧ લજ્જાવંત. ૨ દયાવંત. ૩ શાંતમૂર્તિવંત ૪ પ્રતીતવંત. ૫ પરાયા દોષનો ઢાંકણ હાર હોય. ૬ પર ઉપગારી હોય ૭ સૌમ્યદૃષ્ટિ હોય. ૮ ગુણગ્રાહી હોય ૯ ગિરવાઈ વાળો હોય. ૧૦ સૌને વલ્લભ હોય. ૧૧ શિષ્ટાચારનો પક્ષી હોય. ૧૨ મિષ્ટવચન બોલે ૧૩ ઉંડા વિચારવાળો. ૧૪ વિશેષજ્ઞાનવાળો. ૧૫ શાસ્ત્રનો જાણનાર હોય ૧૬ ધર્મનો જાણનાર હોય. ૧૭ કીધો ઉપગાર જાણે. ૧૮ નહિ દીન નહિ અભિમાની એવ મધ્યમ સ્વભાવવાળો ૧૯ સ્વભાવથીજ વિનયવંત હોય ૨૦ પાપભીરૂ ૨૧ પવિત્ર હોય.

## સમાપ્ત.

# ❧ વિનતિ. ❧

લક્ષ્મી મેળવી પણ તેને સન્માર્ગે ખરચી નહિ તો તેથી શું સર્યું ?

સુપાત્ર દાન આપવાનું ઉત્તમ સાધન કયું ?

જેમાં તમારા સ્વધર્મી જૈન બંધુઓના બાળકોને તથા શ્રાવિકાઓને અનુભવી શિક્ષકો તેમજ વહીવટદારની પુરતી દેખરેખથી ધાર્મિકજ્ઞાન અપાય છે, તેમાં મદદની જરૂર છે, આ પાઠશાળાને શ્રાવિકાશાળામાં ફંડ નહિ હોવાથી જૈન બંધુઓ પાસે મદદની આશા રાખીએ છીએ.

બીજું અત્રે મળેલી મદદથી પ્રથમ સ્નાત્રપૂજા કાઢી હતી. જે ભેટ તરીકે આપવામાં આવેલી હતી. તે મળવાનું ઠેકાણું અમારી પાઠશાળાનું આપ્યું હતું. પણ નકલો જુજ વખતમાં ખપી જવાથી અને અમારી પાસે ઘણા લોકોની માંગણી થવાથી તે સ્નાત્રપૂજાની ચોપડીમાં ઘણો સુધારો વધારો કરી છપાવી હોવાથી અમારા બંધુઓને ખાસ ઉપયોગી થઇ પડશે. ખરીદનારને પાંચ નકલથી વધુ આપવામાં આવશે નહિ. આ પુસ્તકમાં સ્નાત્રપુજા ઉપરાંત ચૈત્યવંદન અને સામાયિકની વિધિ તેમાં આવતાં સૂત્રો સાથે તથા રત્નાકર પચ્ચીસી મૂળ સંસ્કૃત શ્લોક, તેનો પદ્ય અનુવાદ અને અર્થ સાથે તથા નવાણુ જાત્રાની વિધિ તથા છંદો વિગેરેનો સમાવેશ કરવામાં આવેલ છે.

## આ પાઠશાળામાંથી નીચેના પુસ્તકો વેચાતાં મળશે.

| | રૂ. આ. પા. |
|---|---|
| પંચ પ્રતિક્રમણ અર્થ સાથે | ૧-૪-૦ |
| " " " " મ્હેસાણાવાળું | ૧-૮-૦ |
| જિનેન્દ્ર વિવિધ પૂજા. સંગ્રહ ભા. ૧-૨-૩-૪ (જુજ નકલ છે.) | ૨-૦-૦ |

| | રૂ. આ. પા. |
|---|---|
| સામાયિક સૂત્ર | ૦-૧-૦ |
| પં. મુક્તિવિમળજી ચરિત્ર તથા પૂજા અને સ્તવનો | ૦-૮-૦ |
| દેવસીરાઇ સાથે | ૦-૮-૦ |
| જિનગુણ સ્તવનાવલી (જેમાં જુના સ્તવનો છે) | ૦-૮-૦ |
| સ્નાત્ર પૂજા | ૦-૮-૦ |

મળવાનું ઠેકાણું,

**મુક્તિવિમળજી જૈન પાઠશાળાના.**

**વહીવટદાર બાલાભાઈ કચરાભાઈ પાસેથી મળશે.**

ઠે;—હાજાપટેલની પોળમાં રામજીમંદીરની પોળ,

**અમદાવાદ.**